# ગાંધીજીનું આખરી યુદ્ધ

## ભાગ ૨

વિચારમગ્ન મહાત્માજી



મૂલ્ય દસ આના

સંપાદક, મુદ્રક અને પ્રકાશક :
[illegible] [illegible]. તલાજાવાળા



ચૈત્ર ૧૯૮૭

---



---

માર્ચ ૧૯૩૧

સૌરાષ્ટ્રમિત્ર મુદ્રણાલય
રાણપુર (બી. એસ. રેલ્વે)

# પ્રસ્તાવના

ઉદય થાય તેણે અસ્ત થવું જ જોઇએ; કાળનો આ એક અચળ નિયમ છે. ભારતીઓએ માંડેલા અહિંસક યુદ્ધના અંતની કોઇ ઘડી તો કાળે નિર્ધાર કરીજ હશે. વિજય કે પરાજયનો પ્રશ્ન જંગે આઝાદમાં ઉભેલા ભારત વર્ષનાં નૈતિક અને સહિષ્ણુતા ઉપર આધાર રાખે છે.

જગતના અજોડ સંત ગાંધીએ અહિંસક સેનાઓનું સેનાધિપતી પદ સ્વીકાર્યું અને જ્યારે ભારતીઓને પોતાના આત્મનિર્ણય માટે આરંભતા નિઃશસ્ત્ર યુદ્ધમાં સાથ આપવા રણભેરીનો નાદ કર્યો; ત્યારે ભારત તેને ઓળખી શક્યું હતું છતાં ભારતીઓ તેના પ્રત્યે કંઇ ભ્રમણામાં અને કંઇક શંકાશીલ હતાં. પણ એ મહાપ્રાણે સાબરમતી આશ્રમ બહાર નીકળી વિજય વિના પાછો આશ્રમમાં પગ ન માંડવાની ભીષણ પ્રતિજ્ઞા કરી, દાંડીના રણમેદાન તરફ પ્રયાણ કર્યું; તે પછીથી ભારતીઓએ પોતાના વીર નાયકની સાચી પ્રતિભા પારખી અને તેના પ્રતિના સન્દેહો ધુમસની આંધી પેઠે પીગળી ગયા.

માત્ર ઓગણએંશી અપરાજીત વીર યોદ્ધાઓની નાનીશી સેના સાથે મહાત્માજી દાંડીના રણક્ષેત્ર તરફ કૂચ કરી રહ્યા હતા, તે સમયે તેના પગલામાં કાળની અખૂટ શક્તિનો સંચાર થઇ રહ્યો હતો. તેની વાણીમાં દૈવ પ્રેરાયું હતું. તે સંત સૈન્યાધિપતી સાબરમતીથી દાંડી પચીસ દિવસે પહોંચ્યા હતા, પણ તે પચીસ દિવસમાં તો આખાય ભારતવર્ષ ઉપર સત્યનો પ્રકાશ પ્રસરી ગયો. ભારતીઓમાં આઝાદીની તમન્ના ઝળહળ પ્રગટી ગઇ. સારાયે ભારતમાં ઠેરઠેર સમરસ સંગ્રામના પ્રાથમિક મોરચા મંડાયા અને જગતને અશક્ય લાગતી વાતો શક્ય કરી બતાવી.

સાબરમતીથી દાંડી તરફ કૂચ કરતાં ગાંધીજીએ જ્યાં જ્યાં પગ મૂક્યો ત્યાં ત્યાં નવચેતનની જ્વાળાઓ ભભૂકી ઉઠી. એ ઐતિહાસિક કૂચ દરમ્યાન મંઝીલે મંઝીલે તેણે પોતાની અમૃત–. વાણીના પાનથી પ્રજાને બેફામ બનાવી, અને સર્વ કોઇ પોતાનુ સર્વસ્વ ત્યાગી આ આખરી યુદ્ધમાં જોડાવા તૈયાર થયા. કારણ : તેના શબ્દે શબ્દે દૈવપ્રેરિત શ્રુતિઓ સમા સિદ્ધાંતોની અવિચ્છિન્ન પરંપરા વહેતી હતી. ખરી રીતે તો સાબરમતીથી દાંડીના રણ-ક્ષેત્ર સુધીની કૂચમાં તે સંતે ભારતના ભાગ્યનું સર્જન તૈયાર કર્યું. મનુષ્યથી ઓછામાં ઓછી જરૂરીયાતો વડે કેવું સુંદર રીતે નિભાવી શકાય છે તેનો સરળ માર્ગ તેણે શોધી આપ્યો. અને સાથે સાથે એ પણ નિશ્ચય કરાવી આપ્યું કે સ્વાતંત્ર્ય વિના વ્યક્તિત્વ નથી. આ પુસ્તકનાં પૃષ્ઠે પૃષ્ઠે એ મહાપ્રાણના તે અફર સિદ્ધાંતોની પ્રતિતી જોઇ શકાય છે.

ભટ ગામની સભામાં પેટ્રોમેક્સ બત્તીઓ ત્યાંના પ્રજાજનોએ રાખેલી. તે જોઇ ગાંધીજીએ કહ્યું કે : સત્યાગ્રહી હોવાનો દાવો કરનારને આવા ખર્ચો કેમ ગોઠે ?...લડતમાં મદદ

કરનારા જાણી લે કે તેઓ કંજુસ થઇનેજ મદદ આપી શકે. એવી કંજુસાઇ સામે જરાએ ફરિયાદ ન હોય. અને જો તેમ થાય તો તમે મને દૂધને બદલે સોમલ આપો છો ! આ રીતે હું કે મારા સાથીઓ જીવવા નથી ઇચ્છતા. મહાત્માજીના આ શબ્દો હાર્દિક ઉદ્દગારોમાંથી ઉદ્દભવેલ છે. આખીય લડતના પાયા તે મહાપ્રાણના આ સિદ્ધાંતો ઉપર મંડાયા છે, તે વાત સત્યાગ્રહી ભારતે વિસ્મૃત કરવા જેવી નથી. સત્યાગ્રહની લડતમાં વિજયનો આધાર સરદારો અને સેનાનીઓનાં ચારિત્રબળ ઉપર રહેલો છે; મ્હોટા મ્હોટા ઠાઠમાઠ કે દોરદમામ સાથે રહી હજારોના પેટ્રોલ કે બીજા ઉડાઉ ખર્ચો ચલાવવા પાછળ રહ્યો નથી. ગરીબોનાં મોઢામાંથી અનાજનો નવાલો ઝુંટવી લઇ સરકાર એવા ઉડાઉ ખર્ચો ચલાવે છે તેથી તો મહાત્માજીને સત્યાગ્રહનાં શસ્ત્રનો ઉપયોગ કરવો પડયો છે.

હમણાં સંજોગોવસાત એ શસ્ત્ર મ્યાન કરવું પડયું છે કિંવા સત્યાગ્રહનું અહિંસક યુદ્ધ મુલતવી રાખવું પડયું છે છતાં પણ જ્યાં સુધી ભારત પોતાનો ધ્યેય પૂર્ણ ન કરે ત્યાં સુધી તે શાંત રીતે વિશ્રાંતિ લેવાનો નથી એ નિ:સન્દેહ વાત છે. ઇશ્વર મહાત્માજીને દિર્ઘાયુ બક્ષે અને હિંદને પૂર્ણ સ્વરાજ્ય અપાવવાને શક્તિવાન બનાવે.

| | |
|---|---|
| સૌરાષ્ટ્રમિત્ર કાર્યાલય | લિ: સેવક |
| રાણપુર (કાઠિયાવાડ) | હ. જા. તલાજાવાળા |
| તા. ૨૬-૩-૩૧ | તંત્રી અને માલિક સૌરાષ્ટ્રમિત્ર. |

# વાંચવા લાયક પુસ્તકો

**સોરઠી સમશેર ભાગ ૧-૨** : સૌરાષ્ટ્રના શૌર્યની સાચી અને ઇતિહાસિક ટુંકી ટુંકી વાતો. આ વાતો એવી શૈલીથી લખાયલી છે કે એક વખત પુસ્તક હાથમાં લીધા પછી મૂકવું જ ન ગમે. દરેક ભાગની કિં. રૂા. ૦-૧૦-૦ પોસ્ટ જુદું.

*　　*　　*　　*　　*

**મહાત્માજીનું આખરી યુદ્ધ—ભાગ ૧** : મહાત્માજીએ પ્રાણને સાટે સ્વરાજ્ય લેવા માટે જે પ્રવાસ આદર્યો તેનો અને તેમણે ઠેર ઠેર કરેલ ભાષણોનો સવિસ્તર અહેવાલ છે. ભાષણો તમામ સંપૂર્ણ છે કે જે વાચવાથી જીંદગીની સફળતાનો માર્ગ મળી શકે છે. કિં. રૂા. ૦-૧૦-૦ પોસ્ટ જુદું.

*　　*　　*　　*　　*

**હુસેનનો મહાન સત્યાગ્રહ** : આ એક એવા મહાન પુરૂષના સત્યાગ્રહની વાતોનું પુસ્તક છે કે જેણે સત્ય માટે પોતાનું સર્વસ્વ ઇશ્વર માર્ગે અર્પેલ છે. મિત્રો, ભાઇઓ, ભત્રીજાઓ, ભાણેજો, દીકરાઓ અને છેલ્લે પોતે પણ શયતાનોના કાતિલ ખંજરોથી કતલ થયા છે. ત્યાર પછી તેમના કુટુંબો પણ સત્ય માર્ગે વિચરતા હોવાથી તેઓને પણ લાંબી અને સખ્ત જેલ-યાત્રાએ જવું પડયું છે. પુસ્તક જેટલું કરૂણ છે તેટલું જ શૌર્ય અને ધૈર્યથી છલોછલ ભરેલું છે. દસ ઉપરાંત ફોટાઓ છે. ઉંચા કાગળનું દળદાર પુસ્તક પાકી મજબુત બાંધણીથી બાંધેલું છતાંય કિંમત માત્ર રૂા. ૨-૮-૦ પોસ્ટ જુદું.

સૌરાષ્ટ્રમિત્ર કાર્યાલય રાણપુર

# અનુક્રમણિકા

# મહાત્માજીની ૧૧ માગણીઓ



લોર્ડ રેડિંગની જ્યારે મારે ૧૯૨૧માં મુલાકાત થઈ ત્યારે મેં ચાલુ તંત્રમાં અમુક સુધારા કરવાની 'બાલિશ' સૂચના કરી હતી. લગભગ તેવી જ બાલિશતા લોર્ડ અર્વિનની પાસે કરવાની હું રજા લઉં છું. જો તેમની અને બ્રિટિશ પ્રધાનમંડળની દાનત સાફ હોય તો તેઓ નીચેના સુધારા તુરત દાખલ કરી કરાવી શકે છે.

૧. સંપૂર્ણ દારૂનિષેધ;

૨. હૂંડિયામણનો દર રૂપિયાની ૧૬ પેન્સ થાય;

૩. જમીનમહેસૂલ ઓછામાં ઓછું અર્ધું કરી નાંખવામાં આવે અને પછી ધારાસભાના અંકુશ તળે તે મૂકવામાં આવે;

૪. મીઠાનો કર તદ્દન નાબૂદ થાય;

૫. લશ્કરી ખર્ચ હાલ છે તેના કરતાં અર્ધો કરી નાંખી તેમાં ઘટાડો કરવાની શરૂઆત થાય;

૬. આ પ્રમાણે કરવાથી મહેસૂલમાં થતા ઘટાડાને અંગે મોટા મોટા પગારદારોના પગાર અર્ધા અથવા તેથી જેટલા ઓછા કરવાનું ઘટે તેટલા ઓછા કરવામાં આવે;

૭. પરદેશી કાપડ ઉપર સ્વદેશીની પૂરેપૂરી રક્ષા થાય એટલી જકાત નાંખવામાં આવે;

૮. શ્રી. હાજીનો હિંદી દરિયાકાંઠાના વેપાર સંબંધી કાયદાનો ખરડો પસાર કરવામાં આવે;

૯. સામાન્ય ન્યાયની અદાલતોએ ખૂનના અથવા ખૂનમાં મદદ કરવાના ગુના માટે જેમને તકસીરવાર ઠરાવ્યા હોય તેવા સિવાયના બધા રાજકીય કેદીઓને છોડી દેવામાં આવે, બીજા રાજકીય ગુનાઓ માટે કામ ચાલતાં હોય તે બધાં બંધ થાય, રાજદ્રોહ વિષેની ૧૨૪અ કલમ, ૧૮૧૮નું રેગ્યુલેશન અને એવા જ બીજા કાયદા રદ થાય, અને આજે દેશવટો ભોગવી રહેલા દરેક હિંદીને દેશમાં પાછા આવવાની પરવાનગી મળે;

૧૦. સી. આઈ. ડી. (ગુપ્તચર ખાતું) નાબૂદ કરવામાં આવે અથવા ધારાસભાના અંકુશ નીચે મૂકવામાં આવે;

૧૧. ધારાસભાના અંકુશ તળે રહીને આત્મરક્ષણને માટે જેને બંદૂક જેવા હથિયાર જોઈએ તેને તેવાં હથિયાર મેળવવાનો પરવાનો આપવામાં આવે.

આજે તુરત કરી નાંખવા જોઈએ એવા સુધારાઓ બધા જ આમાં આવી જાય છે એમ નથી, પણ નામદાર વાઈસરોયે સીધીસાદી પણ મહત્વની દેશની આટલી જરૂરિયાત પૂરી પાડવી

જોઇએ. આમ થાય તો એમને ખાતરી આપી શકાય કે સવિનય કાનુનભંગની વાત કદી તેમને કાને નથી પડવાની, અને પછી મત અને માગણી રજૂ કરવાની સંપૂર્ણ છૂટ હશે તેવી કોઈ પણ પરિષદમાં મહાસભા ખરા દિલથી ભાગ લેશે.

આપણા દેશમાં ઐક્ય નથી તે કારણસર આ સુધારા કરવામાં વાંધો ન આવવો જોઇએ.

---

# મનઝિલ પહેલી : અસલાલી



તા. ૧૨ માર્ચ

મહાત્માજીએ આજે અસલાલીમાં પડાવ નાંખ્યા પછી તેમણે માંગેલી વિગતો પૂરી પાડવામાં આવી હતી. અને ત્યાર પછી સાડા ત્રણ વાગે જાહેરસભા બોલાવવામાં આવી હતી. આ સભામાં ભાગ લેવા માટે આજુબાજુના ગામડાઓમાંથી અને શહેરમાંથી લોકોએ મોટા પ્રમાણમાં હાજરી આપી હતી. સભાનો વખત સાડા ત્રણ વાગ્યાનો હોવા છતાં યે બે વાગ્યાથી લોકો ગોઠવાયાં હતાં. પણ સભાનું કામકાજ તો ચાર વાગે શરૂ કરવામાં આવ્યું હતું.

સભામાં આશરે ૫૦૦ સ્ત્રીઓ પણ હાજર હતી. મહાત્માજી આવી પહોંચતાં જયનાદના પોકારો થયા હતા.

## મહાત્માજીનું ભાષણ

શરૂઆતમાં ભજન થયા બાદ મહાત્માજીએ જણાવ્યું હતું કે તમને બધાને અસલાલી નિવાસીઓને અમે તમને જે તકલીફ આપી છે અને અમારી જે સરભરા કરી છે તે માટે ધન્યવાદ આપું છું. તમે મેં માંગેલી વિગતો પૂરેપૂરી આપી છે, તેથી મારૂં કામ સરળ થયું છે. તમે સરભરા કરીને મારા જેવાને થાક લાગેલો તે પણ ઉતારી દીધો છે. તમે જો પ્રેમથી દોરાઈને મોહમાં આવી તમારી ઇચ્છા પ્રમાણે સગવડ કરી હત તો અમો કોચવાત અને અમને તકલીફ પણ લેવી પડત અને તમારા પ્રેમનો ઇન્કાર પણ કરવો પડત. મેં સાંભળ્યું છે કે તમે આજે અસલાલીને બે ત્રણ વાર વાળીને સાફ કર્યું. તમે જેમ અમારા માટે સ્વચ્છતા કરી છે તેમ તમો હમેશા કરજો! અસલાલીએ મારી પાસે જે વિગતો આપી છે તે ઉપરથી જોઇ શકયો છું કે તમે કેટલું કર્યું છે; ને કેટલું બાકી છે. તમે તમારા કુવામાં પાણી સાફ કરવા દવા નાંખી છે તેમ હમેશ કરજો.

### પ્રતિજ્ઞા યાદ છે

તમે મને જે આંકડા આપ્યા છે તે ઉપરથી હું જોઇ શકયો છું કે ગામમાં એક રેંટીઓ નથી. દર મહિને ૨૫ વાર ખાદી લેવાય છે. જ્યારે બે હજારની વસ્તી ગામમાં છે. આ ગામમાં હું પહેલાં આવ્યો હતો, તે સમય મને યાદ છે, અને તે વખતે પણ જે પ્રતિજ્ઞા લીધી છે તે પણ યાદ છે, તેમ છતાં ૨૫ વાર જેટલી ખાદી લેવાય ! આટલી બેનો છે છતાં એક રેંટીઓ ન ચાલે એ દિલગીરીની વાત છે. ગામમાં પુરૂષો બાદ કરતાં ઓછામાં

ઓછી ૪૦૦ સ્ત્રીઓ હશે તે શું કરતી હશે? એક કલાક પ્રભુનું નામ લેતા રેંટીઓ ચલાવવાનો પણ અવકાશ ન મળે? તમારા ગામની ત્રણે શાળાઓમાં ૨૦૯ છોકરા છે. એકેય તકલી કે રેંટીઓ ન ચલાવે?

આટલા આંદોલન છતાં પણ તકલી ન ચાલે એ શરમ છે! તકલીમાં કેટલી શક્તિ છે તેની વિગતો તો નવજીવનમાં આપી દીધી છે. રોજ એક કલાક તકલી ચલાવવાથી તો પોતાના કપડાં થાય. કાંઇ નહિ તો ૨૦૯ છોકરા એક કલાક કામ કરે તો ઓછામાં ઓછા પોતાના અડધા લુગડા તો થાય જ. એવી ઉપયોગી વસ્તુ પણ તમે હજી દાખલ નથી કરી એ શરમની વાત છે.

## આવ્યાનું ફળ ન મળ્યું

તમે મારી જે સરભરા કરી તેથી તમે રાતી ન પામશો. અને જો એમ કરો તો અમે પગે મુસાફરી ખેડવા માટે જે પ્રયાસ કર્યો તેનું ફળ ન મળ્યુ ગણાય. આમ મુસાફરી કરતાં પહોંચવામાં મારો અને સરદાર વલ્લભભાઇનો એકજ હેતુ હતો અને તે દરેક ગામડે મીઠાના કરનો સંદેશો પહોંચાડવાનો. જેમ ખાદીનો સંદેશો છે, તેમ મીઠાનો પણ સંદેશો છે. મારી પાસે જે વિગતો આવી છે તે ઉપરથી જણાય છે કે દરેક માણસ દીઠ અડધો મણ મીઠું વપરાય છે. જ્યારે ઢોર દીઠ મણ વપરાય છે. એ વાત જો સાચી હોય તો મીઠાનો કર કેટલો ભયજનક છે તે જણાય છે. હું જે કહું છું તે મુખી, તલાટી, મહાજન ધ્યાન દઇને સુધારો જણાવવા જેવો હોય તો સુધારો પણ જણાવે. આ હિસાબે તો એક મણ મીઠાના બે રૂપીઆ, તો ચાર માણસોને બે મણ અને એક ઢોરના મણ એમ ત્રણ મણ મીઠાના છ

રૂપીઆ આપો છો. જ્યારે મીઠાની કિંમત કેટલી છે તે જાણો છો ? પંજાબમાં મીઠું ઇજારેદારને નવ પાઇએ વેચાય છે. આપણે માનો કે તે વધારેમાં વધારે કદાચ દશ પઇસે વેચે તો કર ન હોય તો અઢી આને મણ મીઠું આપણને ત્યાં મળે. તેના આપણને બે રૂપીઆ આપવા પડે છે. (અત્રે એક ભાઇએ જણાવ્યું હતું કે મીઠું સવા રૂપીએ મણ મળે છે મહાત્માજીએ એ પ્રમાણે ગણતાં કહ્યું કે) એ હિસાબે તમારે પોણાચાર રૂપીઆ આપવા પડે છે. તેમાંથી સાડાસાત આના પડતર કિંમત બાદ કરો તેટલો તમારે કર આપવો પડે છે. અસલાલીના લોકો એટલા બધા શાહુકાર છે કે એ આપે જાય છે. એના પરનો કર નીકળી જાય તો એટલા પઇસા આપણા ઘરમાં રહે.

## ખેડુતોને મીઠાની જરૂર

મીઠાની જરૂર ખેડુતોને બહુ હોય છે. ખાતરમાં પણ મીઠું નંખાય છે. ગરીબ વર્ગને તો આ કર વધારે પડે તેમ છે. ભીખારીની તો વાતજ છોડી દઇએ. તેમને તો એક પઇસાનો પણ કર આપવો ભારે પડે, તો પછી અધમણ મીઠાના દશ આના થાય તેમ થી દોઢ આનો પડતર બાદ કરો તો બાકીના સાડા આઠ આના કર આપવો પડે. તેમની કમાણી તો સાત પઇસા કરતા પણ ઓછી છે. વળી કરોડો તો એવા છે કે જેમને કાંઇ ખાવા પણ મળતું નથી; અગર તો ભીખ માંગે છે. તેમને પણ મીઠું તો ખાવુંજ પડે છે, તેના શા હાલ થતાં હશે ? તે વિચારવાનું છે

## ગરીબોના શ્રાપ

આથી તો તેની હાય પડે છે. તે સરકાર પર પડે છે. પણ મારી અને તમારી પર પણ પડે છે. આપણામાં શક્તિ હોય તો એ

કર ન હોય. ગરીબ પર એવો કર શાનો ? પઇસાદાર પાસેથી લ્યોને ! એટલો ટેક્ષ વધારે નાંખો. એ બનાવ પણ અંધેર રાજ્યના જેવો છે. એની પરનો ચોરીને વેરો લેવાય છે. આપણને કશી ખબર નથી કે એવી કેટલીય વસ્તુઓ પર અજાણતાં આપણે કર આપતાં હોઇશું ! તમે એમ ન માનશો કે આપણે પેટીમાંથી બે પઇસા કાઢીને ક્યાં આપીએ છીએ ? જો એમ માનતા હો તો એ ખોટું છે. પણ જ્યારે પ્રજા પોતાની પાસે અધિકાર હોય ત્યારે કેટલા પઇસા દેવા, લેવા, કઇ રીતે લેવા વિગેરે નીર્માણ કરે છે. રાજ્યને ખર્ચ માટે પઇસા અપાય પણ તેમાં પ્રજાનો હાથ હોય પ્રજાના પ્રતિનિધિઓને યોગ્ય ન લાગે તો ન આપે. પણ આપણા આજના તો પ્રતિનિધિઓ પણ ખોટા છે. વડી ધારાસભામાં આપણા પ્રતિનિધિ માલવીયાજીએ સરદારની ધરપકડના સંબંધમાં પૂછ્યું હતું. ઝીણાએ તેને ટેકો આપ્યો હતો એ પ્રતિનિધિઓએ પૂછ્યું હતું કે પાંચ મિનિટમાં પકડયા ને સજા કરી તે કઇ રીતે ?

## નીમકહલાલ માજીસ્ટ્રેટ

સરકારી અમલદારે જવાબ આપ્યો કે એ તો માજીસ્ટ્રેટ નીમકહલાલ છે. નીમકહરામ હોય તે ન કરે. હવે તો માજીસ્ટ્રેટોને જો નીમકહલાલ થવું હોય તો આ દાઢીવાળાને (અબ્બાસ તૈયબજીને) અને મને પકડે. રાસમાં વલ્લભભાઇ તો જવાના ન હતા, પણ તેમની ઇચ્છાને માન આપીને તે ઉતર્યા હતા. તેમને રોકયા ને પૂછ્યું અને પકડયા તો અમને પણ કેમ ન પકડે ? જ્યાં આવા માજીસ્ટ્રેટ નીમકહલાલ ગણાતા હોય તેવા રાજ્ય સાથે આપણે ક્યાંથી મળીએ ? પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ કોઇને પકડાય નહિ. એ પણ પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ ન લે. પ્રજા પાસેથી દારૂ પણ ન લે ને ઘી પણ ન લે.

## બે રસ્તા.

પણ આ રાજ્ય માટે તો બે રસ્તા છે. એક ડાંગનો, આવે તેને ઠાર મારવાનો, પણ એ રસ્તો તો પશુનો છે. એક અંગ્રેજ કવિએ તેને જંગલનો ન્યાય કહ્યો છે. અને એ સાવ સાચી વાત છે. બીજો રસ્તો સત્યાગ્રહનો, સવિનયભંગ કરવાનો. સરકારને નોટીસ આપીને કહી દેવું કે મીઠા પરનો કર નહિ નંખાય. દારૂ પર પણ નહિ નાંખો તો ઠીક છે. બીડી પર હોય તો તેથી એ વ્યસન નીકળી જાય. જો મને બાદશાહ બનાવે તો હું પ્રજાને વિનવીને પણ બીડી અને હોકાપર કર નાખું. આપણે તેથી ન્યાલ થઇ જઇએ. એક બીડી પર એક પાઇ કર નાંખીએ તો બીડીઓ બંધ થાય.

## પાણી પર કર હોય તો મીઠા પર

પણ આતો મીઠા પરનો કર. પાણી પર કર હોય તો મીઠા પર કર હોય. મેં કહ્યું કે એ કાઢી નાંખો ! નહિ તો અમે મીઠું બનાવશું. તમે જેલમાં મોકલશો તો અમે જેલમાં જઇશું. પુરૂષો અને સ્ત્રીઓ પણ જઇશું. જો અત્યારે ત્રીસ લાખ તૈયાર હોય તો આ સરકાર પાસે કાંઇ એટલી બધી જેલો નથી. પછી તો ડાંગ મારે, ગોળીઓ મારે, તો થાય. પણ આજના જમાનામાં આ રાજ્યથી એવું ન થાય. પણ આપણે તો સંકલ્પ કર્યો છે કે મારવા હોય તો મારો, પણ અમારે એ કર ન જોઇએ. અમે તો નોટીસ આપીને જઇએ છીએ. અમારે તો જલાલપુર જવાનું છે, અને એ જતાં પહેલું સ્થાન અસલાલી થયું છે. તમે કેટલું આપશો ? જેટલા માણસો, સ્ત્રીઓ આવવાના હોય એમના મને નામ આપો. જરૂર પડયે તમે તેમને રવાના કરજો. આપણે તો મીઠું પકવવા જવાનું છે. તમારી સરભરા જો સાચી હોય તો આટલું કરજો.

## જેલ કે મૃત્યુ

હું તમને ફરીથી હવે કહેવા આવવાનો નથી. આ વખતે તો હું જેલમાં હોઇશ કે મરી ગયો હોઇશ. પ્રભુની દયા હશે તો અસલાલી કે આશ્રમમાં જવું નથી. જલાલપુરમાં જઇને મીઠું બનાવવું છે. જેલમાં જઇશું ને પાછા બહાર નીકળ્યા કે એ કરવાના.

## સરદાર હિસાબ માગશે

(અત્રે તાળીઓ પડતાં મહાત્માજીએ જણાવ્યું કે) તાળીઓ તો તમે જાવ તો ત્યારે પાડજો. બાકી તમે કેટલું કર્યું છે તેનો હિસાબ તો જેલમાંથી સરદાર આવશે ત્યારે માંગશે. તેમણે કહ્યું છે કે હું જેલમાંથી આરામ લઇને પાછો આવીશ ત્યારે તમારી પાસેથી હિસાબ લેવાનો છું. મારા જેવો તમારી પાસેથી શો હિસાબ માગે? પણ સરદાર જેવા જેણે ગુજરાતમાં રહીને કામ કર્યું છે. જ્યારે બાપદાદાએ નહિ જોયા હોય એવા પૂર આવ્યાં ત્યારે તેણે હજારોને બચાવ્યાં. મરકીમાં મદદ આપી અને જેણે બારડોલીમાં વિજય અપાવ્યો તેને હિસાબ લેવાનો અધિકાર છે. તમે તઇયાર નહિ હોવ તો કયો હિસાબ આપશો?

## જેલમાં જવાની શક્તિ

મને જે નામ આપો તેમાં જો તમારે જેલમાં જવાની હિમ્મત ન હોય તો ન આપશો. આપણે પ્રતિજ્ઞા લીધા પછી સેર વિવાહ, મંદવાડ હોય કે પેટમાં ચુંક આવતી હોય તો એ નહિ ચાલે. હિસાબ કરવા પણ વખત ન મળે. નામ આપવા હોય તો આ શરતે આપજો. ત્યાં લાકડીઓ પડશે કે નહિ તેની ખાત્રી આપતો નથી. પણ એ સહન કરવાની શક્તિ હોય તો નામ આપજો. માજીસ્ટ્રેટ દંડ પણ કરે. વલ્લભભાઇનો તો કર્યોને? કદાચ મારી પણ નાંખે. એવું ન થાય એમ માનો. પણ થાય

તો સહન કરવા તઇયાર રહેવું. જો એમ તઇયાર હોઇએ તો સ્વતંત્રતા ઝપાટાભેર લેવાના છીએ. મીઠાનો કર જવાનો છે. જેને આટલા બધા આર્શીવાદ મળ્યા છે. ઠેઠ ચંડોલા તળાવ સુધી અમને જે આર્શીવાદ મળ્યા તેનાથી શું કર રહેવાનો છે? એ કર તો જશે. પણ એથી કાંઇ સ્વરાજ્ય મળવાનું નથી. એ તો સ્વરાજ્યનું એક પગથીઉં છે. તે ચડ્યા તો પછી બીજા પગથીઆ ઝપાટાભેર ચડવાના. તમે ખાદીની વાત પણ ન ભૂલશો. તમારા ગામમાં ઢેડને સારૂ કુવો છે, પણ ભંગીને સારૂ નથી. તમે તેઓને ભાઇ માનો. આપણે ભાઇઓ છીએ. ગીતા તો પશુઓનો પણ તિરસ્કાર કરવાની મના કરે છે. અંત્યજ આપણા ભાઇઓ છે. તેમની સેવા કરવી, તેમનું ભલું ઇચ્છવું, તે પૂર્ણ સ્વરાજ્યનો અર્થ છે. તમે પણ પૂર્ણ સ્વરાજ્ય લેવા પ્રતિજ્ઞા કરો. એ ન મળે ત્યાં સુધી આપણે બેસવાના નથી. તે માર્ગ હરિનો છે, શૂરાનો છે. પૂર્ણ સ્વરાજ્ય લાવવું હોય તો આવી શકિતઓ જોઇએજ એ બળ તો હૃદયમાં હોય તોજ મળે. પ્રભુ તમને એવું બળ અર્પે એવી મારી પ્રાર્થના છે.

## શ્રી. અબ્બાસ તૈયબજી

અબ્બાસ તૈયબજીએ જણાવ્યું કે હું ગાંધીજીના વિચારોને ટેકો આપું છું. મહાત્માજી ઇચ્છે છે કે હું પણ તેમના જેવો ગુન્હો કરૂં. મહાત્માજી જે વાત કહે છે તે ખરી છે.

## દાઢીવાળાને પકડો

મહાત્માજીએ જણાવ્યું કે જો મને પકડશે તો એ આવવાના છે ને સરદારી લેવાના છે. એ સરકારને કહેશે કે દાઢી વગરનાને પકડ્યો પણ હવે દાઢીવાળાને પકડો. તે પછી વંદેમાતરમના ગિત ગાઇને લોકો વિખરાયાં હતાં.

# મનઝિલ બીજી : બારેજા



તા. ૧૩ માર્ચ

મહાત્માજી આવવાના છે તે જાણીને ગામમાં ભારે ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. તેમને લેવા માટે ગામમાંથી ઢોલ, તાંસા સાથે સામૈયું કરવામાં આવ્યું હતું. મહાત્માજી આવતાં તેમને કુંમકુમના ચાંલ્લા કર્યા હતા અને તેમને ત્યાંથી ગામમાં લાવ્યા હતા. તેઓને ધર્મશાળામાં ઉતારો આપ્યો હતો. થોડીવાર પછી તરતજ તળાવના કિનારાપર ખાસ મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો જેમાં ગામડાના સ્ત્રી પુરૂષો સભાના વખત પહેલાં ભરાયાં હતાં. પુરૂષો કરતા સ્ત્રીઓ સારાં પ્રમાણમાં હાજર હતી. મહાત્માજીની બેઠક આગળજ ખાદીનું પ્રદર્શન ભર્યું હતું.

## મહાત્માજીનું ભાષણ

મહાત્માજીએ બોલતાં જણાવ્યું કે મને જે યાદી આપવામાં આવી છે તે ઉપરથી જણાય છે કે ગામમાં ખાદી વપરાતી નથી. કોઈ રેંટીઓ ચલાવતું નથી. આપણે ખાદી ખાતર તો મરવાનું છે. તે વખતે બારેજામાં ખાદી પહેરનાર કે રેંટીઓ ચલાવનાર ન મળે એ નવાઈની વાત છે. ખાદી જાડી છે પણ માતા જાડી હોય તેને કાઢી ન મૂકાય. ગામમાં તમે ભમો તો કદાચ રૂપાળી સ્ત્રીઓમાંથી તમને કોઈ પત્નિ મળે. પણ તમે તેને માતા તો નહિજ બનાવી શકો. એ ગમે તેવી હોય તો પણ તમારે તેને સારી માતાની ખ્યાતિ આપવી પડશે. તે જે દેશમાં પેદા થાય છે તેને ઉત્તેજન આપવું જોઈએ. ખાદીથી દેખાવ બગડતો નથી, પણ વિલાયતીથી બગડે છે.

## શોખની ગુલામી

એક તરફ આપણે સ્વતંત્રતાની વાતો કરીએ છીએ, બીજી તરફ આપણને શોખની ગુલામી વળગી છે. જો આપણે નિશ્ચય કરી શકતા હોઈએ તો તે વાપરવા માટે અહીં પડેલી ખાદીમાંથી લઈ શકો છો. વલ્લભભાઈ જેલમાં છે. અને અમે સંગ્રામમાં ઉતર્યા છીએ તેમાં તમારે બને તેટલો ફાળો આપવાનો છે અને ભાગ લેવાનો છે. લડતમાં જેટલા ઉતરે તેવા હોય તેમને બહાર કાઢશો. ગામડાની સ્થિતિ ખરાબ છે તેનું કારણ એ કે આપણે આરોગ્યનું બરાબર પાલન કરતા નથી. તમારે એ બાબતમાં અમારી મદદની જરૂર હોય તો માંગશો ! તળાવ આસપાસ સફાઈ રાખવી એ તમારી ફરજ છે. અમે અહીંયા છીએ ત્યાં સુધી તમને મદદ કરીશું.

## કરોડોનું નુકશાન

આરોગ્યની દિશાએ અજ્ઞાત રહેવાથી હિંદમાં કરોડોનું નુકશાન થયું છે. ગંદકીથી બેવડું નુકશાન થાય છે તેનાથી હવા બગડે છે. પણ એ વસ્તુ જો જમીનમાં રહે તો તેમાંથી સોના જેવું ખાતર થાય. એવું ખાતર કરવામાં ઘણો સમય જતો નથી. થોડા સમયમાં એ થઇ શકે છે. પણ મનમાં ચીવટ હોય તોજ બને. ગામમાં ૨૫૦૦ની વસ્તી છે એ લોકો જો ધારે તો ઘણું સારૂં કામ થાય. ગામમાં ઘણી સગવડો છે. પણ જો સાથે મળીને કામ કરે તો એ સગવડો વધે અને ઉપજ પણ વધારી શકાય. ખેતર સારા થાય, ને એ રીતે ફાયદો થાય છે ને આબાદ કરી શકાય છે. ગામમાં ૨૫ અંત્યજો, ૧૬ છોકરીઓ અને ૧૫૦ છોકરાઓ ભણે છે એ બહુ ન કહેવાય ? ખરૂં ભણતર તો શાળામાંથી ખાદીના ઢગલા થાય. ગામમાં ખ્રિસ્તી, મુસલમાન અને હિંદુ એમ ત્રણે પ્રજા ગામની સેવા કરતા લાગતા નથી. જો તમે ગામની સેવા નહિ કરો તો પછી પૂર્ણ સ્વરાજ્ય આપણે કઇ રીતે ટકાવીશું ? અંત્યજ સારૂ ગામમાં બે કુવા છે. પણ ભંગીને સારૂ કાંઇ સાધન નથી. ભંગીને તમો જુદા ગણો છો, પણ એક રીતે તો આપણે બધા અંત્યજ છીએ. અર્થાન્ત કોઇ અંત્યજ કે ઉંચ નીચ છે જ નહિં. ભંગીને સારૂં સગવડ નથી કારણ કે આપણે તેને ગામનો ઉતાર માનીએ છીએ.

## આપણી નીચતા

ભંગી જે કામ કરે છે એ તો ધાર્મિક કામ છે. એના વિના આપણને તો ચાલેજ નહિ. જ્યારે આપણને જેના વિના ચાલતું નથી તેને નીચ કહેવો એ આપણીજ નીચતા છે. આ નીચતાનો અંત લાવવા માટે હું અધીરો થયો છું. આ સરકાર આટલો જુલ્મ ચલાવે છે તે સાંખી રહીએ તો જીવવું મુશ્કેલ

છે. એ જુલ્મ તરફ તિરસ્કાર હોવાથી જ અમે નીકળ્યા છીએ. આપણે તૈયાર થઇએ તો ઠીક, નહિ તો મારા જેવા હશે તે હોમાઇ જશે ત્યાર પછી તૈયાર થવું પડશે. તમારામાં જાગ્રતી આવશે. તમે જો નહિ જાગો તો લુંટ તો ચાલુ રહેવાની જ. આળસુ અને એદીને લુંટનારા મળશેજ. અંગ્રેજો નહિ તો પછી બીજા ગમે લુંટશે. માટે તમે આળસ તજો એ સંબંધમાં આવેલા કાફલા સાથે મસલત ચલાવો. હું પણ ગામના આગેવાનો સાથે મસલત ચલાવવા માગું છું.

## ગૌરક્ષા

આપણે ગૌરક્ષાની વાતો કરીએ છીએ પણ ભેંસનાં દુધ ખાઇએ છીએ. ગાયનું દુધ તો અહીં મળતું પણ નથી. ગાયના તો છાણ અને મુતર પણ કામમાં આવે તેવી પવિત્ર ગાય છે. તોપણ તમારે વિચાર કરવો જોઇએ. એ વિષેની માહિતી જોઇતી હશે તો આ કાફલામાં આવેલા બે માહિતગાર માણસો આવશે. તમે ભેંસના દુધનો ત્યાગ કરો, નહી તો બાકી રહેલી ગાયોનો નાશ થશે. લડતમાં સરકાર સાથે લડવાનું છે; એટલુંજ બસ નથી પણ તમારે આ કામ પણ કરવાનું છે. બ્હેનો કાંતવાની છે ? એ કાંતતી થાય તો હિંદને કપડાં પૂરાં પડે.

## જંગલી પુરૂષો

જેમ સ્ત્રીઓ હિંદને ખવડાવે છે તેમ તેમણે કપડાં પણ પહેરાવવા જોઇએ. જો બ્હેનો ન રાંધે તો ભુખ્યા રહે; કારણ કે પુરૂષો એટલા જંગલી છે કે તેમને રાંધતાં પણ આવડતું નથી. તેમને કપડાં પણ હવે તો સ્રીઓએ પહેરાવવા જોઇએ. જ્યારે સ્રીઓ કાંતતી ત્યારે હિંદ આબાદ હતો આજે તો કંગાલ થયો છે. સ્રીઓ જો ફરીથી એ વ્રત લે તો હિંદ આબાદ થાય જ. સ્રીઓ કાંતે અને એજ વણાવીને પહેરે એ તો બાંબી વાત થઇ.

પણ આજથી એ કાંતવાની અને ખાદી પહેરવાની પ્રતિજ્ઞા લે. (વંદેમાતરમના ગિત વખતે બોલતાં જણાવ્યું કે) એ ગિતમાં હિંદની સેવા કરવાની પ્રભુ પાસે શકિત મેળવવા માટે પ્રાર્થના કરવામાં આવે છે. (બાદ વંદેમાતરમ ગાવા પછી સહુ વિખરાયા હતા.)

## મહાત્માજીનું બીજું ભાષણ

તા. ૧૩ માર્ચ : બપોર

ભાઇઓ તથા બ્હેનો, તમો સવારમાં આવ્યા નહોતા? તમો લોકો આવા સખત તાપમાં પગે ચાલીને આવ્યા તે સારૂં કર્યું, પરંતુ તમારામાંથી કેટલાં માણસો મારી સાથે લડતમાં જોડાવા તૈયાર છે? એમ પૂછતાં ટોળાંમાંથી પાંચ માણસોએ હાથ ઉંચા કર્યા હતા.

### ખાદી

તમારામાંથી ખાદી તો ઘણાંજ ઓછાં અગર તો કોઇએ પહેરી નથી, પરંતુ ટોપી તો ઘણાખરાનાં માથાં ઉપર ખાદીની જણાય છે. તેથી કાંઇ હું બહુ ખુશી નથી. વળી આટલી બધી બ્હેનોમાંથી કોઇએ પણ ખાદી પહેરી નથી, તે મારી નજરે ઘણું ખોટું છે. વળી તમો રેંટીઓ ચલાવતાં નથી. મારૂં સન્માન કર્યું કયારે કહેવાય કે તમો તમારા ગામમાં રેંટીઓ દરેક ઘરમાં દાખલ કરાવીને તેનું સુતર કાંતીને વણીને અગર વણાવીને વાપરો તોજ; નહિ તો તમો આવ્યા તે પણ ન આવ્યા જેવુંજ છે.

### મીઠાનો વેરો

વળી તમો જાણો કે અમોએ જે લડત ઉપાડી લીધી છે તે મીઠા ઉપરનો અયોગ્ય કર લેવાય છે, તેને કાઢી નાંખવા માટેજ

છે. તમો તમારા ઘરમાં દરેક માણુસ દીઠ અડધો મણુ મીઠું તથા તમારા ઢોર દીઠ એક મણુ મીઠું વાપરો છો. તે મીઠું સરકારને ફક્ત દશ પાઈનું મણુ એ લેખે પડે છે અને તેના ઉપર આપણે બહુ ધારીએ તો ફક્ત વેરો ચઢાવીને દશ પૈસાનું મણુ લેખે મળવું જોઇએ. પરંતુ તેના ઉપર અત્યારે વેરો ચઢાવીને રૂ. ૧–૪–૦ અગર તો તેથી પણુ વધારે ભાવ લે છે. સો રૂપીઆની મુડી ઉપર પણુ વ્યાજ ફક્ત ચાર ટકા લેવાય છે તો આપણે મીઠાનો વેરો તો ઘણો વધારે છે તે નજ ભરવો જોઇએ.

## સવિનય ભંગ

અને તેને માટે સવિનય ભંગ કરીને અમે જાતે જઇશું અને મીઠું બનાવીશું; તેમ કરતાં અટકાવશે તો પણુ અમારૂં કામ ચાલુજ રાખીશું અને તેથી જેલમાં જવું પડે તો જરૂર જઇશું અને પાછા છુટીને કામ ચાલુ રાખીશું.

## અહેમદાવાદના લોકો

(પછી મહેમદાવાદથી જે લોકો આવ્યા હતા તેમને ઉદ્દેશીને જણાવ્યું હતું કે) તમો આવ્યા છો તે સારૂં કર્યું છે. સરદાર પોતેજ તમારા ગામમાં આવેલા હતા અને તેમનો ઉપદેશ હજુ પણુ તમો વિસર્યા નહિં હો; તો તમારૂં કામ સરદારે જેવી રીતે તમને જણાવ્યું હોય તે પ્રમાણે ચાલુ રાખશો. ત્યાં કદાચ પોલીસ પણુ આવી ગઇ હશે, સી. આઈ. ડી. પણુ આવ્યા હશે, તો પણુ શાંતિથી કાર્ય ચાલુ રાખ્યે જશો. પછીથી લોકોને જણાવ્યું કે મને તમોએ મારા કામમાંથી નકામો બોલાવીને ખોટી કર્યો. પરંતુ તમો પણુ વીખરાઇ જાઓ અને હું પણુ જઇશ. પછીથી સૌ વિખરાઇ ગયાં હતાં.

---

# મનઝિલ ત્રીજી : નવાગામ



તા. ૧૩ માર્ચ : સાંજ.

ગુરૂવારે સાંજના ૬ વાગે બારેજામાં જમીને ગાંધીજી અને તેમના સૈનિકોએ કૂચ કરી હતી. ખેડા અને અમદાવાદ જીલ્લાની સરહદ વચલા મુક્તિપર ગામે પૂરી થાય છે અને સૌથી પહેલું ખેડા જીલ્લાનું ગામ નવાગામ આવે છે. અહીંથી જ યુદ્ધ માટેની ભરતીનાં ખરાં મંડાણ થયાં છે. ગાંધીજીની ટુકડી નવાગામની ભાગોળથી થોડે દૂર આવી પહોંચતાં જ ખેડા જીલ્લાના જાણીતા આગેવાનો દરબાર ગોપાળદાસ, રા. ગોકળદાસ દ્વારકાદાસ, રા. ફુલચંદ બાપુજી, રા. રવિશંકર વ્યાસ, તથા ખેડાના કેટલાક

નાગરિકો અને નવાગામના મુખી અને બીજા લોકોએ મળીને ગાંધીજીને ચાંલ્લો કરી સત્કાર કર્યો હતો; તેમજ સુતરનો હાર પહેરાવ્યો હતો. સત્કારમાં શરણાઈ તેમજ નગારાં પણ હતાં અને સ્ત્રીઓ મહાત્માજીનાં ગિત ગાતી હતી. ગામની ભાગોળે જ મહાત્માજીએ સભા ભરી હતી, જ્યાં પ્રાર્થના અને રઘુપતિ રાઘવની ધુન થઇ હતી. બાદ ત્યાંથી ગામની ભાગોળે મહાદેવ પાસે મોટી સભા ભરી હતી. જેમાં તે ગામના તથા ખેડા, માતર, ધોળકા અને આજુબાજુનાં બીજાં ગામનાં લોકોએ સારી હાજરી આપી હતી. આશરે પાંચેક હજાર માણસ થયું હતું અને ગાંધીજીએ પણ દોઢ કલાક સુધી વ્યાખ્યાન કરી બધી બીના સ્પષ્ટ કરી હતી. ગામના એક મુખી, સાત મતાદાર અને એક રાવણીઓ મળી નવ જણે રાજીનામાં આપેલાં તેમને સભા સમક્ષ પૂછવામાં આવ્યું હતું અને તેમણે ખુશીથી જાહેર કર્યું હતું કે અમે અમારી રાજીખુશીથી રાજીનામાં આપ્યાં છે. શરૂઆતમાં પ્રો. ખરેએ "રઘુકુલ રીતિ સદા ચલી આઇ, પ્રાણ જાઇ પણ બચન ન જાઇ" એ ચોપાઇ ગાઇ હતી, અને ગાંધીજીએ તે ઉપર નીચે મુજબ ભાષણ આપ્યું હતું:—

## ગાંધીજીનું ભાષણ

### ગાંધીજીનું ભાષણ–ગુજરાતીઓનો પરિચય

ખેડા જીલ્લામાં પ્રવેશ કરતાં આજે ચાંદની રાતે કેટલાંએ મીઠાં અને થોડાં કડવાં સ્મરણ એકાએક યાદ આવે છે. ગુજરાતમાં મારો ગુજરાતીઓ સાથે ગાઢ પરિચય છે. મેં ખેડા જીલ્લામાં કામ કર્યું ત્યારથી જ ગણાય. તે પહેલાં ગુજરાતના ભાઇ–બ્હેનોનાં પ્રેમનું પાન મેં ખૂબ કર્યું હતું પણ ખેડામાં તમારા જીવનમાં ઓતપ્રોત તો થયો છું. મેં નહિં જોયા હોય તેવા ગામ ખેડા જીલ્લામાં નહિં હોય. પગપાળો પણ હું આવેલો તેમાંનું આ

એક નવાગામ છે. તેનાં સ્મરણ તાજાજ છે. કોઇ ભુસાઇ ગયાં હોય એમ નથી લાગતું. આ લડાઇ સમયે હું આવ્યો છું, ને મારો આ ત્રીજો પંથ છે. ગઇ કાલે અસાલાલી, આજે બારેજા હવે આ નવાગામ. ખેડા જીલ્લાની આશા સરદાર વલ્લભભાઇએ કેટલી રાખી હતી તે તમે જાણો છો ?

## ખેડામાં કોની આણ ?

તેથી તો સરદાર વલ્લભભાઇ ખેડા જીલ્લામાંથી પકડાયા. ખેડા જીલ્લામાં જો વલ્લભભાઇ રહ્યા હોત તો સરકારની આણ ન ચાલત, પણ વલ્લભભાઇની ચાલવાની હતી. એટલે નજીવા બહાનાથી વલ્લભભાઇને પકડી લીધા. જે મેજીસ્ટ્રેટે નોટીસ મોકલી તેણે વફાદારી કરી હતી એમ વાતો થાય છે અને તે એક રીતે સાચું, પણ મારો અંતરાત્મા એમ નથી કબુલ કરતો કે મેજીસ્ટ્રેટે પોતાની ઇચ્છાથી તે કર્યું હોય. ઉપરનું દબાણ આવ્યાથી કર્યું હશે નહિં તો મેજીસ્ટ્રેટની હિંમત નહિં કે વલ્લભભાઇ ઉપર હુકમ મોકલે.

મેજીસ્ટ્રેટ કહે કે આ નોટીસ ઉપર હું સહી નહિં કરૂં. તે માટે મને મુક્ત કરવો કે બરતરફ કરવો હોય કે મારૂં રાજીનામું લેવું હોય તો લો તેમ કરત તો સારી વાત હતી. તેવી આશા આપણે નથી રાખી શકતા. અને તે ભૂખમરાની સ્થિતિ સૂચવે છે. આવા વાતાવરણમાં તો તે મેજીસ્ટની હિંમત શી રીતે ચાલે ? મેજીસ્ટ્રેટને બહુ તો ૧૫૦ કે ૨૫૦નો પગાર મળતો હશે. તેને આત્મવિશ્વાસ પણ નથી. ૩૦ કરોડમાંથી મેજીસ્ટ્રેટ તો થોડાજ રહ્યા. પણ જીવન તો બધા ગાળે છે અને સરકાર વળી પગાર આપનાર કોણ છે ? જો લકવો થાય તો તે રૂપીઆ કામના પણ શા ? સ્ત્રીને ઉટાંટીઉં થઇ તે મરી જાય તો શું કરો ? કુટુંબનાં બધા માણસો ચટ થઈ ગયાં તેવા કીસ્સા

પણ મેં ઘણા જાણ્યા છે, એટલે તેની નવાઇ નથી. રૂપીઆ તો પડયા રહેશે. પગાર આપનાર તો ઇશ્વર છે. ખાના આપનાર તો ઇશ્વર છે. પણ મેજીસ્ટ્રેટને હું શું સમજાવું ? તેને તો બદે-નવાજ સરકાર છે. તેને સરકારનો વાવટો ફરકે છે તેની બ્હીક લાગે છે. સરકારે વલ્લભભાઇને ૩ માસની કેદ આપી.

### આપણું શું !

હવે આપણું શુ ? એમ જીલ્લાના લોકો શું કરશે ? ધારાળા તથા પાટીદારોને હું જાણનાર છું. બન્ને કોમ બહાદુર છે તેમની નબળાઇ પણ હું જાણું છું. તમે જવાબ તો આપો !

### રાજીનામાં

મુખીનું રાજીનામું ખીસ્સામાં હતું. પૈસાને પુંજીએ તો શું થાય ? મતાદારોએ બહાદુરી તો મારી કે અમે તેમની જગા નહિં લઇએ. મતાદારના કાગળ ઉપર પણ મુખીએ સહી કરી આપી તે માટે તમને ધન્યવાદ. પણ તેમાં મારી એક શરત. જો કોઇએ દબાવ્યા હોય તો સહી પાછી ખેંચી લો. મુખીને દબાવવાથી રાજીનામું આપ્યું હોય તો પણ તે ખેંચી લે.

( અત્રે મુખી તથા મતાદારો અને રાવણીઆએ જાહેર કર્યું હતું કે અમને દબાણ નથી કર્યું. અમે રાજીખુશીથી રાજીનામાં આપ્યાં છે. )

ગાંધીજીએ પછી જણાવ્યું કે મેં તો તમને બતાવ્યું કે આ લડાઇ સત્ય અને અહિંસાની છે. સત્યને રસ્તે લડાઇ જીતવી છે માટે તમે એવી જાતનું ન કરો તો પણ ચલાવી લઉં. ઇશ્વરની કૃપા હશે તો જીતીશું.

### સ્વરાજ્ય

બાકી સ્વરાજ્ય તો તમને પણ જોઇશે. તમે મુખી થશો. કદાચ નામ બીજું આપીશું. મુખી અત્યારે દબાવે છે. ભંગીને ગાળ દીધા વિના ન બોલાવે, પણ પૂર્ણ સ્વરાજ્યમાં મુખી તો કામ

સેવાનું કરતા હશે. જેને હાલ સરકારને નામે રંજાડીએ છીએ તે વલ્લભભાઇના રાજ્યમાં નહિં કરી શકાય. ગુજરાતના તે બેતાજ બાદશાહને ન માનો તો આજે મને સાથ ન દેજો.

## બળીયાના બે ભાગ

બળીયાના બે ભાગ છે. પણ પછી તેમ નહિં રહે. કેમકે અત્યારે મારા જેવો સરકારને બતાવી આપવા તૈયાર હોય છે. બાળક લાકડીપર બેસીને પોતાને ઘોડેસ્વાર માને છે તેમ મેં તો સરકારની બ્હીક છોડી દીધી. બળીયાના બે ભાગની વાત મારા જેવા પાસે નહિં ચાલે. મારી પાસે સરકારનો દારૂગોળો નથી ચાલતો. આજે તો સરકાર હુકમ કરવાનાય પૈસા આપે છે. બીજાને ગાળ પણ દેવાય છે? મુખીથી ખરાબ કામો કેટલાં થયાં તે તેની રોજનીશી જોયા વિના હું કહી દઉં. સારાં કામો પરમેશ્વર જાણે. આ ત્યાગ મીઠો લાગે તો ભલે. મને ખેડા જીલ્લાની પાસેથી ખૂબ કામ મળવાનું છે. દરબાર મારી પાસે આવી ગયા છે કે બોરસદ આવો! વલ્લભભાઇ પણ ત્યાં ગયા હતા. ખેડા જીલ્લાનું કામ સંભાળતી વખતે તેનો વિચાર કરીશું. જો પૂર્ણ સ્વરાજ્યનો અર્થ કરતાં તેથી આજનું તમને રૂડું લાગે તો તમે જાણો. જો તમે આ ખરાખરીનો ખેલ માનતા હો તો મુખી તથા મતાદારોએ જે વચન આપ્યાં છે તે પાળજો! તેથીજ પંડિતજીએ રામાયણની ચોપાઇ ગાઇ બતાવી છે. રામચંદ્રજીને લોક કહેતાં કે તમે વન શું કામ જાઓ છો? એ તો દશરથની બુદ્ધિ નાઠી છે. તમારે વનવાસ ન જવું ત્યારે રામચંદ્રે કહ્યું. તમે નથી ઓળખતા કે હું કોનો દિકરો છું? 'રઘુકુળ રીત સદા ચલી આઇ, પ્રાણ જાય અરૂ વચન ન જાઇ.' જો મુખીને લાગે કે રામચંદ્ર આપણા ઇષ્ટદેવ છે માટે વચનનું પાલન કરવું તો તમારા સમક્ષ મતાદારને કહું

છું કે જો તમે રાજીનામું અત્યારે ખેંચી લેશો તો હું તમારૂં જાહેરનામું કાઢીશ કે આ બીચારા ખેલ ખેલતા હતા તે હવે પાછો ખેંચી લે છે. આ અમારૂં કામ નહિં. ખેડા જીલ્લામાં એક કામ તો સારૂં કર્યું માનીશ કે કોઇ મને છેતરશે નહિ. ખેડા જીલ્લાના લોકોએ મને છેતર્યો છે તે તમે જાણો છો. એટલે મારાં દુખડાં શું રોઉં ? સારાં કામ ન કહું ! પણ મારૂં દુખડું રોતા સારૂં નહિં લાગે. વચન આપ્યા પછી કાંઇ નહિં કરો તો મને અત્યંત દુઃખ થવાનું છે કેમકે મને કેમ આમ કર્યું ? જો ચોપાઇ મુજબ વળગી રહેશો તો હું તમને સાબાશી આપીશ. ત્રીજી રીતે તો તમને હું નાલાયક કહીશ; માટે મુખી મતાદારો મને અહિં ચોકખું કહી દે. (પછી મુખીએ ફરી કહ્યું કે અમે રાજીનામું આપ્યું છે તે બરાબર છે અને મુખીપણું ન કરવાનું કહીએ છીએ તે રાજીખુશીથી કહીએ છીએ. ગાંધીજીએ તેમને ધન્યવાદ આપ્યો હતો.)

## રૂ. ૧૨૫ ની ભેટ

(અત્રે મુખીએ રૂ. ૧૨૫ ભેટ કર્યા હતા અને ગાંધીજીએ તેમને ધન્યવાદ આપ્યો હતો. અને કહ્યું હતું કે ) તમે પૈસા આપ્યા હતા તે માટે આભાર. પણ મારી ઇચ્છા છે કે જે ગામથી પૈસા મળે છે ત્યાં સેવક રોકી લઇએ ને તે બરાબર ગામની સેવા કરે. સરકાર સાથે લડવું ને લાયક પણ થવું છે. સત્તા આવ્યા પછીથી જ લાયક નથી થવાતું. હું ફોસલાઇશ નહિં; હું તો બન્ને કામ સાથેજ કરતો આવ્યો છું. અત્યારે પૈસાની જરૂર નથી. મારી પાસે તો શેઠીઆઓ કહી ગયા છે પણ આ લડત તો રામરાજ્ય માટે છે. મારૂં ચાલે તો કોઇનો વાળ વાંકો ન થાય. શેઠીઆના રૂપીઆ તમારા જેવામાં વેરૂં છું પણ ગરીબની કોડી હું ખાઉં છું. ( અત્રે ચિત્રાસણના લોકો તરફથી રૂ. ૧૮ ગાંધીજીને ભેટ થયા હતા. )

(તેમણે પછી જણાવ્યું કે) મેં પૈસાની ફીકર નથી રાખી. જોઈએ ત્યારે માગીશ. આ લડત પૈસા વિના લડી શકાય છે. ખેડા જીલ્લામાંથી મારે માણસ જોઈએ છે. શંકરલાલ, ઉમર સોબાની વિગેરેને પણ મેં પાછા વાળ્યા હતા.

મારે તો તમારૂં કામ છે. તમે કહો કે તમારી પાછળ અત્રે બધા જેલમાં જશે. મુખી મતાદારોએ જે કામ કર્યું તે સુંદર પગલું ભર્યું. મીઠું બનાવવા માટે તો અમે જઈએ છીએ. સરકારથી કાંઈ પણ થવાનું નથી. મંછા ભૂત ને શંકા ડાકણ એ કહેવત અનુસાર જો ન વર્તો તો બાકી કશું નથી. આવી ખબરોથી બ્હી જશો તેથી વલ્લભભાઈને છોડી દેશે નહિ. તમે જાણો કે અમે કેટલું મીઠું બનાવવા નીકળીશું? હું એકલો મરીશ તો તેથી સ્વરાજ્ય મળશે? મને તો જશ મળશે કે આ ખરો મરદ છે. જો આ કામ કરવા તૈયાર હો તો તમે જશ લઈ જશો. સ્વરાજ્ય બધાનું છે. તે માટે તમારો હાથ જોઈએ. આ અવસર રાજીનામાનો છે પણ મીઠું પકવનાર તો ઘણા જોઈએ. તેને સારૂં જેટલાં નામ આપો તેટલાં હું માગું છું. નવાગામમાં અત્યારે ૧ ખાદી ધારી અને એક રેંટીઓ છે. તે ઘણું શરમ ભરેલું છે. તમે બધા થોડો વખત કામ કરો તો નવાગામમાં કેટલી ખાદી ઉત્પન્ન કરો?

અહીં ૧૦૦૦ ની વસ્તી છે. તેમાંથી દરેક ઘર દીઠ કાંતો તો રૂા. ૫) ઘર દીઠ બચે અને તેથી દર વર્ષે રૂા. ૫૦૦૦ ભેટ ફંડમાં અપાય તો? તેનો પ્રભાવ કેટલો? માટે ખાદી તો હવે તૈયાર કરો. બહેનો તો રોજ રેંટીઓ કાંતે તોપણ સારૂં. બાદ સભા વિસર્જન થઈ હતી.

---

# મનઝિલ ચોથી: વાસણ



તા. ૧૪ માર્ચ. સવાર

મહાત્માજી અને તેમની ટુકડી ૮-૩૦ વાગે વાસણા ગામે પહોંચતાં ગ્રામ્ય પ્રજા વાજાં, ઢોલ, ત્રાસાં, શરણાઈઓ તથા ભજનમંડળીઓ સહિત સ્હામા આવેલી. આખી ય પ્રજા ગાંધીઘેલી દીસતી હતી.

ઉતારો આમ્રકુંજમાં ગામને પાદરે રાખવામાં આવ્યો હતો. ઉતારાનું સ્થળ સુંદર અને રમ્ય હતું. પૂજ્ય ગાંધીજીને માટે એક આમ્રવૃક્ષ નીચે ઘાસની કુટિર બનાવવામાં આવેલ હતી.

## મીશનરીઓનો રાષ્ટ્રધ્વજ ઉપર દરોડો

બપોરના પંદરેક મીશનરી પૂ. ગાંધીજીના દર્શનાર્થે આવેલા. તેઓએ કેટલીક ખાદી તથા ખાદી ભંડારમાં હતા તેટલા બધાજ રાષ્ટ્રધ્વજ ખરીદી લીધા હતા. સારો દિન હજારો માણસોનાં જુથ કેમ્પમાં જામેલાંજ હતાં.

## ગાંધીજીનું ભાષણ.

ભાઇઓ અને બ્હેનો !

તમે વાસણા નિવાસીઓએ અમારૂં સુંદર સ્વાગત કર્યું છે. કાંઇ પણ ઉણપ નથી. ગામની બ્હાર ઝાડોની નીચે તમે માંડવો બનાવ્યો છે અને મારે સારૂ નાની સરખી ઝુંપડી બનાવી છે તે મને અત્યંત પ્રિય લાગે છે. મારી નવજીવનમાંની દરેક માગણીઓ પ્રમાણેજ તમે મને સત્કાર્યો છે. પણ તમારા ગામમાં આવતાં પહેલાં મને એક વ્હેમ આવેલો અને તે જાહેર કરૂં ત્યારેજ મારો સત્યાગ્રહ શોભે.

માણસ તરંગો ઘણી વાર કરે છે અને પડેલી છાપ જલદી નથી ભૂંસી શકતો. જગત કેવળ મોહવશ કે ભ્રમણાવશ છે. બધાજ વિચારો પ્રગટ કરે એ વ્યવહાર નહિ, પણ મને કેટલાક વ્યવહારજ્ઞાન વિનાનો માને છે અને તે કથન સત્ય કરવા હું મારો વિચાર તમને જણાવીશ. મારા મનમાં એમ છે કે હું વ્યવહાર ખૂબ જાણું છું. ધર્મ–જગત વિરૂદ્ધનો વ્યવહાર ત્યાગવાથી મેં કાંઇજ ગુમાવ્યું નથી: ખોયું નથી.

## શાંતિની લડત

મારી સાથે એક અંત્યજ કુટુંબ છે. અંત્યજને દુર રાખવાજ જો મને ગામ બ્હાર મુકામ આપવામાં આવ્યો હોય તો

હું ઇચ્છું કે મને ગામની ધર્મશાળામાંજ ઉતારો આપવો હતો. જ્યાં જઇએ ત્યાંથી કાંઈ કાંઈ શીખવું એ તો મારો ઇરાદો છે. અમે વિદ્યાર્થીઓ છીએ એટલે જાણવા જીજ્ઞાસુ છીએ. ખરાં પુસ્તકો તો જગત છે. આ ઝાડો કુદરત છે. ખરાં પુસ્તકો તમે ભાઈ બ્હેનો છો. હું તમારી આંખોમાંથી વાંચી જાઉં તેજ ખરાં પુસ્તક ને અભ્યાસ. કાગળનાં પુસ્તકો તો કદાચ એમાં અંતરાય રૂપ આવે. કેટલાએ મહાન પુરૂષો વાંચી ન્હોતા જાણતા. પણ સુંદર વિચારી જાણતા હતા. કોઇનો ત્યાગ એ તો દોષ છે—લાંચ્છન છે. આપણી લડત તો શાંતિની છે, વિચારમાં પણ. આપણે બુરૂં ઇચ્છીએજ નહીં—તો દુશ્મન પણ આપણી માફી માંગે અને અંગ્રેજો પણ આપણી માફી માંગશે એ જરૂર સમજજો. અને આ વાત સત્ય પડશે.

વલ્લભભાઇને સરકાર શું પકડે ! એણે તો એને મુગટ પ્હેરાવવો જોઇએ—એણે તો સરકારને મદદ કરી છે.

બારડોલીમાં એણે શું કર્યું ? લોકોનાં આંસુ લુછ્યાં. એ તો સરકારનું કામ હતું. ઉંઘ વેચી એણે ઉજાગરો લીધો ને અમદાવાદની સેવા કરી. વલ્લભભાઇ મારા હાથ પગ હતા અને એના વિના હું શું કરી શકવાનો હતો. એને પકડી ગયા પણ સરકારને એની માફી માગવી પડશે. અત્યારે તો સરકારને ઉંધી મતિ સુજેલી છે એથી રીસ ન ચઢતાં આપણે દુઃખ સહન કરીને બતાવશું કે આ સ્થિતિ સુધારી શકાય છે.

દારૂ તો અંત્યજો પીએ છે ને વાણીઆ બ્રાહ્મણ કે જેઓ બેરીસ્ટર, વકીલો ને ડોકટરો થયા છે તે પણ કયાં નથી પીતા ? અંત્યજોએ મારી જોડે પ્રતિજ્ઞા કરી કે તેઓ હવેથી દારૂ નહિ પીએ. ઇશ્વર તેમને એ પ્રતિજ્ઞાના પાલનમાં મદદ કરો અને આપણે અંત્યજની સેવા કરો.

સ્વરાજ્ય કંઈ મીડાવેરાનો કર ગયેજ થોડું મળશે! સ્વરાજ્ય મેળવવા સારૂ તો અંત્યજ તરફ કરેલ જુલ્મો માટે આપણે પશ્ચાત્તાપ કરવો પડશે. પ્રાયશ્ચિત કરવું પડશે, હિંદુ–મુસલમાન પારસી અને અન્ય કોમોએ એકસંપ થવું જોઈશે.

## બલાને કાઢી

અહીંના મુખીએ રાજીનામું આપી દીધું. મહેરજનાં મુખીએ પણ પદ છોડયું. વાગડી, નવાગામ અને અહીંના મતદારોએ પણ રાજીનામાં આપ્યાં.

મુખીની સત્તા શાની છે? પ્રજાને રંજાડવાની. અને એ છોડવું એ તો પુણ્ય કામ છે અને એને કલેકટર બોલાવે ત્યારે જણાવે કે મારે લોકો પર જુલમ નથી કરવો.

મુખી એટલે લોકોનો પ્રતિનિધિ. પણ એ તો લોકોથી દૂર થાય છે. મુખીપણાનો ત્યાગ એટલે ઘરમાંથી બલા કાઢી. અને એ પાંચ રૂપીઆ એ તો આડા કરવાના. સરકાર જ્યાં સુધી આપણી નથી ત્યાં સુધી આપણે સરકારનું એક પણ કામ ન કરીએ.

આપણી તો ખાનદાનીની લડાઈ છે અને ખાનદાનીની નોટીસ છે. મારી મીડાવેરા સામેની લડતમાં તમારી મદદ મને આપો, પૈસાની નહિં. હું તો માણસો ભેગા કરવા આવ્યો છું. સેંકડો માણસોએ નામ નોંધાવી દેવાં જોઈએ.

ખાદી પહેરનાર ને રેંટીઆ કાંતનાર ગામમાં એકે નથી એ શરમની વાત કહેવાય. ખાદી પહેરવાથી આપણા પૈસા ગરીબના ઘરમાં જાય છે. ગરીબના ઘરમાં જાય તે સારૂં કે હિંદની બહાર જાય તે? ખાદી પહેરવી એ તો જડ બુદ્ધિનો માણસ સમજે

એવું છે. હવે તો તમે જાગો–હું ઇચ્છું છું કે એક પણ માણસ ખાદી ખરીદ્યા વિના ન જાય. હું તમને ખાદી લેવાને આમંત્રણ આપું છું.

પહેલાં બહેનો પાંચ યજ્ઞ કરતી.

૧. ચુલા યજ્ઞ

૨. સાંબેલા યજ્ઞ

૩. સાવણી

૪. પાણી ભરવાનો–ત્યારે વૈદ્યને ત્યાં જવું ન્હોતું પડતું.

૫. રેંટીયા યજ્ઞ–આ તો આપણે વિસારીજ દીધો છે. રેંટીયા યજ્ઞને સ્થાન દેજો ને ખાદી પહેરજો. તેમ કરવા ઇશ્વર તમને સન્મતિ આપો.

# મંઝિલ પાંચમી : માતર



તા. ૧૪ માર્ચ. સાંજ.

વાસણાથી તા. ૧૪ મી માર્ચે મહાત્માજી માતર પહોંચ્યા, ત્યાં પણ એક સરખો ઉત્સાહ હતો. હજારોનાં ટોળાં મહાત્માજીનો સત્કાર કરવા ગામથી દૂર સુધી આવ્યાં હતાં. અહીં અમદાવાદનાં કેટલાંક મીલમાલીકો સહકુટુંબ આવી પહોંચ્યા હતા. મહાત્માજીએ તેમને ખાદી પહેરવાનો આગ્રહ કર્યો હતો. શ્રી. અબ્બાસ તૈયબજી તથા શંકરલાલ બેંકર આવ્યા હતા; રસ્તે એટલી બધી ધુળ ઉડતી હતી કે બધાને જૈન સાધુઓની માફક મ્હોંડે કપડાં રાખીને ચાલવું પડતું હતું.

## મહાત્માજીનું ભાષણ

મહાત્માજીએ નિર્મેલે સમયે દસ હજાર માણસોની ગંજાવર મેદની સમક્ષ ભાષણ આપ્યું. પ્રથમ સરદાર વલ્લભભાઇએ તાલુકાની કરેલી સેવાઓનો ઉલ્લેખ કરીને કહ્યું કે એમને તમારે હિસાબ આપવો પડશે. તમે અમારૂં જે સ્વાગત કર્યું તે મારૂં કે સંઘનું નથી પણ આ લડતનું છે. પણ તેને માટે હવે તમારે તૈયાર થવું પડશે. સરદાર જેલમાં જવાથી તમને દુઃખ થયું છે કે નહિ તેનો હિસાબ તમારે હવે આપવાનો રહે છે. હજી સુધી માતરના મુખી કે મતાદારોએ રાજીનામાં આપ્યાં કે કેમ તે હું જાણતો નથી. સરદાર જેલમાં જાય અને ગામના સારા માણસો જોઈ રહે, એ શરમાવનારૂં ગણાય. ખેડા જીલ્લાનું એકેએક ગામ જાગૃત થઇને બધા જ મુખી મતાદારો રાજીનામાં આપે એવી હું આશા રાખું છું. મુખી રાજીનામું આપે તેમાં કાંઈ નવાઈ નથી. એમાં કંઈ મોટી આવક જતી કરવાની નથી, ફકત સત્તાનો લોભ છે, લોકોને ગાળો દેવાનો હક છે. પણ મુખીઓ લોકોને રંજાડવા માટે હોય છે અને સત્તાના લોભને માટે તેઓ મધમાખીની માફક તેને વળગી રહે છે. પણ હવે જમાનો બદલાયો છે અને જો હવે મુખીપણું રાખશે તો લોકો તેને દાદ નહિ દે.

## સરકાર કોને ડરાવી શકે?

સરકારની કરડી નજરનો ડર નકામો છે. એ તો જે ડરે એનેજ ડરાવે છે. એ વલ્લભભાઇને શું ડરાવે? રવિશંકરભાઇને શું ડરાવી શકે? અરે સ્ત્રીઓ પણ એનાથી નથી ડરતી, પેલી મીઠુબ્હેન એને કોણ ડરાવે? એ દારૂના પીઠા પર પહેરો ભરે ત્યારે દારૂડીયા પણ એનાથી ડરે છે ને સરકાર પણ ડરે છે.

કોઇ કહે છે એને પકડશે પણ પકડાવા માટે તો એણે જન્મ લીધો છે. આ લડત મીઠાવેરા સામે છે, પણ એ કર જવાથી કંઇ સ્વરાજ ન મળે એ તો એક દિશા છે. કરોડાધિપતિને દુધ સાકર મળે છે, પણ મીઠું તો ગરીબ કે તવંગરને મળવું જોઇએ. સરકારની રાક્ષસી દલીલ એવી છે કે ગરીબમાં ગરીબ માણુસ પણુ કર આપે એવી વસ્તુ ખોળવી. શું સરકાર ગરીબનો બચાવ કરે છે? એને રક્ષણુની શી જરૂર છે? એનું શું લુટાવાનું છે? ઉલટું એનું ભક્ષણ થઇ રહ્યું છે. રક્ષણ કરવાવાળો તો ઇશ્વર આપણે ગરીબની કાંધ પર બેઠા છીએ. ગરીબ અને પૈસાદાર પાસેથી સરખો કર લેવો એ કેટલું અધમ છે? એટલે આ કર નાબુદ કરવામાં મદદ કરવી એ જ તમારો ધર્મ છે.

છેવટે મહાત્માજીએ ખાદી અને રેંટીયાનો આગ્રહ કરી ગામલોકને લડતમાં જોડાઇ જવાની પ્રેરણા કરી હતી.



# મનઝિલ છઠ્ઠી : ડભાણ



તા. ૧૫ માર્ચ : સવાર

માતરથી ડભાણ આશરે નવ માઈલ દુર છે અને નડીયાદ ત્રણ માઈલ દુર છે. મહાત્માજી અને તેમની ટુકડી આજે સવારના ૬ વાગે માતર મુકામેથી ભજનની ધુન મચાવતી ઉપડી હતી. રસ્તામાં આવતાં ગામના પાદરે ગાંધીજીના દર્શનાર્થે લોકોનાં ટોળેટોળાં મળતાં. કેટલાક લોકો તો દોડધામ મચાવી મુકતા. ત્હેમનાં હૃદયનો પુજ્યભાવ લોકો બાપુજીને વંદન કરી કરી વ્યક્ત કરતા. રસ્તામાં એક બે યુરોપીયન કુટુંબો પણ મોટરો લઈ દર્શનાર્થે ઉભા હતા. એ બાપુજી જાય, એ મહાત્માજી જાયના સ્વરો કર્ણે પડતા હતા. પોણા દસ વાગતામાં તો ડભાણ આવી પ્હોંચ્યા. ગામ લોકોએ તેમને હૃદયના ઉંડાણમાંથી આદર

સત્કાર કર્યો હતો. ઉતારો ગામને પાદરે આવેલી ધર્મશાળામાં આપ્યો હતો.

બપોરના ત્રણ વાગે ઉતારા નજીક આવેલી રામતલાવડીમાં સભા ભરવામાં આવી હતી. સભામાં માણસોની મેદની ઘણી જામી હતી. આશરે ૨૫–૩૦ હજાર માણસો સભામાં હતાં. બે હજારથી વધુ તો બ્હેનો હતી. મુંબઇથી શ્રી. નરીમાન ને મહેરઅલી આવેલા હતા. કેટલાક મીલમાલીકો અને તેમનાં કુટુંબની બ્હેનો પણ આવી હતી. નડીયાદથી તો મોટરો ઉપર મોટરો આવીને ઠલવાતી હતી.

## ગાંધીજીનું ભાષણ

ત્હમે અમારી સરભરા કરી છે એ વિષે ત્હમારે માફી માગવાપણું નથી. ત્હેને માટે ત્હમને ધન્યવાદ આપું છું. માફી તો અમે જે તકલીફ તમને આપી છે તે માટે અમારે માગવાની છે. પણ તમારી સરભરાથી આશ્ચર્ય નથી લાગ્યું. ખેડાની સરભરાનો મેં સ્વાદ ચાખ્યો છે અને આ થેલી તમે મને આપી તે માટે તમારો આભાર માનું છું.

## નીતિ યુદ્ધ

કઇ રીતે સેવા કરાય તેના જવાબમાં એક રીત તો તમે કરી બતાવી છે. આ ગામના મુખી અને મતાદારોએ રાજીનામું આપ્યું છે તે માટે હું તેમને ધન્યવાદ આપું છું. પણ પંડીતજીએ ગાયેલ ચોપાઈ તરફ હું આપ સર્વનું ધ્યાન ખેંચુ છું. "રઘુકુળ રીત સદા ચલી આઈ, પ્રાણ જાય અરૂ વચન ન જાઇ" બોલેલું વચન ફોગટ ન થવું જોઇએ. સ્વયંસેવકે એક વાર નામ નોંધાવ્યા પછી પ્રાણ જતા પણ કદી પાછું હઠવું ન જોઇએ. મુખીના એક વૃદ્ધ કાકાએ સ્વયંસેવક તરીકે નામ નોંધાવ્યું છે. આ યુદ્ધમાં કાંઇ બંદુકડી લેવાની નથી કે યુવાનો જ આવી શકે. મારી પાસે તો કેટલાક વૃદ્ધો ને બાળકોનાં નામ આવી ગયાં

છે. આ ધર્મયુદ્ધ તો મર્યાદાનું છે. આમાં કોઇને નુકસાન થવાનું નથી. બંદુકના યુદ્ધમાં નીતિ નથી હોતી અને તેથી આપણે જતાં ને બાળકોને મોકલતાં ડરીએ. પણ આ તો નીતિયુદ્ધ છે.

વૃદ્ધો મને કહે છે કે તાવે મરી જઇએ એ કરતાં લડતાં મરી જઇએ તો શું ખોટું ? પણ તેમને હું મારી સાથેની ટુકડીમાં નહિં લઈ જાઉં, કારણ એમ કરતાં મુસીબતો પણ આવે. એમને ગાડામાં ઘાલીને પણ લઈ જવા પડે. પણ ત્યાં પહોંચ્યા બાદ અમે તેમને બોલાવશું અને વખત આવે એ વૃદ્ધોને ન્હેલા હોમી દઇશું.

જે બે મતાદારોએ રાજીનામાં નથી આપ્યાં તે હિંમત ધરી મને ઉમેદ છે કે આપી દેશે.

## ગૌરક્ષા કે ભેંસરક્ષા ?

અહીં ને ખેડા જીલ્લામાં સાંભળેલ હકીકત પરથી લાગે છે કે આપણે ગૌરક્ષાને બદલે ભેંસરક્ષા કરીએ છીએ, એ શબ્દ રૂપાળો નથી પણ એમ જ કરીએ છીએ. કોઈ માંદુ હોય તેમને ગાયનું દુધ કે ઘી જોઇએ તો પણ તમારા ગામમાં ન મળે. દવા માટે પણ ન મળે એ કેટલું શરમાવનારૂં ?

આપણે આજે ગૌસેવાનો ઉંધો અર્થ કરીએ છીએ. મુસલનના હાથમાંથી મરતી ગાય બચાવવી તેમાં ગૌસેવા નથી, એ તો ગોવધ કહેવાય. પાપ લાગશે તો એને લાગશે. જો ગાયનો બચાવ કરવો હોય તો તેની સેવા કરો, ગાયોને વસાવો. આજ કેટલીયે ગાયો ઓસ્ટ્રીયા ચાલી ચાલી જાય છે અને તે દુધને માટે નહિં પણ વધને માટે. જેના દરેકે દરેક અંગનો ત્યાં ઉપયોગ થાય છે. ગૌસેવા એ સ્હજે ધર્મ છે અને ઉપયોગી છે. માટે તમે સાચી ગૌસેવા કરો. વૈદ્યકીય દષ્ટિએ જેટલા ગુણો

ગાયના દુધમાં છે એટલા ભેંસના દુધમાં નથી. જેટલા પૈસા ગાયમાંથી પેદા થાય છે એટલા ભેંસમાંથી નથી થતા.

તમે ૮૦૦ મણ મીઠું ખાવ છો તેમાં દર મણે એક આનાની ભેટ કરો છો, એ કરના બદલામાં તમને કાંઈ જ મળતું નથી. જેટલો કર મીઠાં માટે લેવામાં આવે છે તે સરકાર એમની એમ જ ખાઇ જાય છે. એ કર વડે તો તમને સંહાર કરનાર સૈન્ય નભે છે. અફીણને દારૂની પેદાશ આથી પણ વધુ છે. તે બાદ મહેસુલ ને જકાત આવે છે. એમાંનો મોટો ભાગ સીવીલ સર્વીસ ખાઈ જાય છે અને તેથી આ આપણી લડત છે. આપણે પૂર્ણ સ્વરાજ્ય માગીએ છીએ. બધા જ દુઃખમાંથી ઉગરવાનો આ એક પ્રયત્ન છે. સરદારને જેલ મળી તે ભાષણ કરવા માટે નહિં પણ સ્વરાજ્યની લડાઇ તોડી પાડવા માટે. એમના પ્રત્યેનો તમારો પ્રેમ તમે રાજીનામાં આપીને જ બતાવો.

ખાદીનો તમારે ઉપાડ કરવો જોઇએ, રેંટીઆ ફેરવવા જોઇએ. જો તમે નહિં કરો તો સરદારે રેડેલ પ્રાણ વ્યર્થ ગયો સમજજો.

સરકારી શાળામાં તમારાં બાળકોને ન ભણાવતાં તમારી પોતાનીજ શાળાઓમાં જ ભણાવો. હવે તમે સરકારી નોકરીઓ છોડી મીઠાની લડતમાં જોડાઇ જાવ. વિદેશી કપડાં ફેંકી દો. જેલમાં જવાથી સ્વરાજ્ય આવી જ જશે એમ નથી પણ સંપૂર્ણ સ્વરાજ્ય લેવાની શકિત તો જરૂર આવશે.

પ્રભુ તમને કામ કરવાની શકિત ને હિંમત આપે.

સભા ૪–૩૦ કલાકે પુરી થતાં તરતજ બધાએ નડીયાદ તરફ કુચ શરૂ કરી દીધી હતી. નડીયાદમાં પેસતા મહાત્માજીની અમદાવાદની વિદાયનું દૃશ્ય ખડું થયું હતું–હજારો લોકો બાપુ-જીના દર્શન માટે ઘેલા થઇ ગયા હતા.

# મનઝિલ સાતમી : નડીયાદ

તા. ૧૫ માર્ચ : સાંજ

નડીયાદમાં ઉતારો સંતરામમાં આપવામાં આવ્યો હતો. રાત્રે આઠ વાગે સભા રાખવામાં આવી હતી. કાકાસાહેબ, નરીમાન, મહેરઅલ્લી, તથા બીજા અન્ય આગેવાનો આવ્યા હતા. હજારોના જુથ દર્શને આવતાં નડીયાદમાં ગંજાવર સભા થયેલી. ૫૦ હજાર કરતાં વધુ માણસો સભામાં હશે. સભામાં સંતરામ આગળના ચોગાનમાં રાખવામાં આવી હતી. સભામાં પાંચેક હજાર તો બ્હેનો જ હશે. બાપુજીએ ભાષણ સંતરામ મંદિરના મેડા પરને જરૂખેથી આપેલું:

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો !

તમે બધા શાન્ત થઇ જાઓ તો મારો અવાજ તમને પ્હોંચી શકશે. મને ભાષણ કરવા નીચે નથી લાવ્યા તેનું કારણ

મારો આવાજ તમને બધાને પહોંચી શકે. નડીયાદમાં મેં ઘણી સભામાં ભાષણો આપ્યાં છે. કોઇ પણ વખતે આવડી મોટી મેદની થઇ નથી. પણ મને અનુભવ છે કે ઉંચેથી ભાષણ કરવાથી અવાજ દુર અને સારી રીતે વધારે માણસોથી સાંભળી શકાય છે.

અત્યારે આખું હિંદ શું માગે છે? આપણે પૂર્ણ સ્વરાજ્ય જોઇએ છે. ભાઈ–બ્હેનો અને આપણે જે ગુલામીની સાંકળમાં જકડાઇ ગયા છીએ તે બંધનમાંથી છુટવા માંગીએ છીએ.

તમે આટલે બધેથી આવ્યા છો તે હું મુરખો નથી કે હું એમ સમજું કે તમે મને માન આપવા આવ્યા છો. તમે પુર્ણ સ્વરાજ્ય ખાતર આવ્યા છો. તમે મને અને મારા સાથીઓને આશીર્વાદ દેવા આવ્યા છો. હું એથી ફુલાઇ નથી જવાનો. આ સંઘની શકિત ને અશકિતની નથી મને ખબર કે તમને.

## ખડા થઈ જાઓ

જો સરકાર પહોંચવા દે તો અમે જલાલપુર સુધી પહોંચીએ અને દુઃખ સહન કરી કામ પુરૂં થતાં સુધી ઘર તરફનો વિચાર પણ ન કરીએ ત્યારે જ અમારી શકિતનું માપ કઢાય. તમારા આશીર્વાદથી મને પ્રેરણા મળે છે. અને અમે અહીં સુધી આવ્યા ત્યાં સુધી આશીર્વાદનું પુર આવ્યા કર્યું છે એમ કહું તો કંઇ જ ખોટું નથી. તમારી આશીશ સુકાઇ ન જવી જોઇએ. તમે આવીને ચાલ્યા જશો એથી મારો કાંઇજ શુક્રવાર નથી વળવાનો. સરદાર વલ્લભભાઈ જેણે ખેડા જીલ્લામાં આટલું બધું કામ કર્યું છે. કેટલાએ એમની સેવાથી આશ્વાસન પામ્યા છે. ખેડા જીલ્લામાં મેં પણ કામ કર્યું છે અને તે માટે યુદ્ધમાં મદદ કરવાની તમારી તો ત્રણ ત્રણ ગણી ફરજ છે. એક તો પૂર્ણ સ્વરાજ્યનું યુદ્ધ સર્વસામાન્ય છે. આખા હિન્દનું છે એટલે તમારે ફાળો આપ-

વાનો. મ્હને પૈસાની મદદ નથી જોઈતી, મને તો માણસો જોઇએ છે. પુરૂષો અને સ્ત્રીઓ જોઇએ છે.

ખેડા જીલ્લામાં વલ્લભભાઇને કેદ એટલે ખેડાને કેદ. વલ્લભાઇને ખેડામાં કેદ કર્યા એટલે તમારૂં અપમાન. વલ્લભભાઈમાં તો તોફાન સમાવવાની શકિત હતી. તમે એ અપમાન કેમ ફીટાડશો? પૂર્ણ સ્વરાજ્ય મેળવીને–મ્હારે પંથે જઇને. ખેડા જીલ્લામાં મેં કાંઇક કર્યું છે એટલે તમારા ઉપર મારો અધિકાર છે. હું તો તમારે ગામડે ગામડે ફર્યો છું અને તેથી તમારી પાસેથી મોટી આશા રાખું છું.

## ગામે ગામ રાજીનામા આપો

ડભાણ નવાગામ વિગેરેના મુખી મતાદાર અને રાવણીઆ-ઓએ રાજીનામા આપ્યાં છે એજ પ્રમાણે ખેડા જીલ્લાના દરેક ગામના મુખી મતાદાર અને રાવણીઆઓ રાજીનામાં આપે એવું હું ઇચ્છું છું. સરકારી નોકરીમાં શું બળ્યું છે? સરકારી નોક-રીથી જુલ્મની સત્તા શીવાય બીજું શું મળે? સરકારી નોકરીમાં મળે તેટલા પૈસા તો બીજા પ્રમાણિક ધંધામાં પણ મેળવી શકાય છે. એ જુલ્મ ને પાપ કરવા એવી નોકરીઓ આપણે શું કામ લઇએ? સરદારની સેવાની કાંઈક કદર હોય તો સરકારી નોક-રીઓ છોડી દેજો.

નડીયાદ તો ગોવર્ધનરામનું, મણીભાઈ નભુભાઇનું, એ નડી-યાદના સ્ત્રી પુરૂષો વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થીનીઓ શું કરશે? આજે તમારે જવાબ આપવાનો સમય આવ્યો છે તે ટાળી ન જ શકો. સ્વાતંત્ર્ય યુદ્ધમાં જોડાઈ જાઓ–સૈનિક બની જાઓ. અને સૂચના મળતાં મીઠા માટેના યુદ્ધ માટે નીકળી પડો. જય ન મળે ત્યાં સુધી પાછું મ્હો ન કરો.

મને મળેલા આંકડામાંથી મેં જાણ્યું છે કે નડીયાદમાં ખાદીનો ઉપાડ સારો થાય છે. બ્હેનો ને ભાઇઓ તમે જ્યાં સુધી વિલાયતી કપડાં પહેરો ત્યાં સુધી મ્હને શાન્તિ ન વળે. તમે વિલાયતી કપડાં બાળી મૂકો અને ખાદી પહેરો ને રેંટીઆ ને તકલીએ કાંતતા બધા જ થઇ જાવ. તમે બધા જ કાંતતા થઇ જાવ તો તમારી જોઇતી ખાદી તમે વણાવી શકોને ? નડીયાદની વસ્તી ૩૧૦૦૦ ની. માણસ દીઠ વરસે દસ રૂા. બચે તો પણ ત્રણ લાખ ને દશ હજાર રૂપીઆ તમારા ઘરમાં રહે. ૩૧૦૦૦ માંથી દરેકના ઘરમાં દશ દશ રૂપીઆ રહે તો કુદરતના કાયદાનું કેવું સુંદર પાલન થાય–ઉત્પન્ન ને વ્યયને પહોંચાય ત્યાંજ લોકો સુખી હોય છે.

આ સીધામાં સીધી વસ્તુનું પાલન કરો. નડીયાદીઓ ! ગોવર્ધરામ અને મણીભાઈ નથુભાઈનાં વારસો ! તમારી લાજ જાય ! તમે તો ગુજરાતનું નાક છો. ઇશ્વર તમને બધાને આ વાત સ્હમજવા શકિત આપો.

# મનઝિલ આઠમી : બોરીઆવી



તા. ૧૬ માર્ચ : સવાર

બોરીઆવીથી નડીયાદ ૮ માઇલ દુર છે અને આણંદ ત્રણ માઇલ દુર છે. સવારના ૭ વાગે નડીયાદથી ટુકડીએ પ્રયાણ આદર્યું હતું. રસ્તામાં સંગીતની મધુર ધુન ચાલતી હતી. દર્શનાતુર લોકો આતુરતાથી ગાંધીજીના દર્શન માટે જુથમાં મળતાં હતાં. કેટલાક ભરવાડો ખભે ડાંગ ટેકવી ટગર ટગર બાપુ સ્હામું જોઇ રહેતા ને દર્શન કરી પોતાનું જીવન સફળ માનતા હતા. રસ્તામાં ઠેકાણે ઠેકાણે પુષ્પવૃષ્ટિ થતી. ૮–૩૫ સવારે બોરીઆવી પહોંચ્યા હતા. બોરીઆવીમાં ઉતારો એક ધર્મશાળામાં ગામને પાદરે આપવામાં આવેલો હતો.

બપોરના ત્રણ વાગે ગામને પાદરે ઉતારા નજીક એક વિશાળ વડ નીચે જાહેર સભા ભરવામાં આવી હતી. સભામાં ૧૦–૧૨

હજાર માણસની સંખ્યા મળી હતી. સભા શરૂ થતાં પહેલાં કેટલાંક સુંદર રાષ્ટ્રગીતો ગવાયાં હતાં.

વડતાલના મુખીએ રાજીનામું આપી દીધું.

બોરીઆવી તરફથી ૧૦૧ રૂા. ભેટ.

કંજરી તરફથી ૭૫ રૂા. ભેટ

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બહેનો !

અહીંઆ હું આવ્યો તેવું જ મારા હાથમાં રાજીનામું પટેલ મણીલાલનું આવ્યું છે. ભૂમેલના ત્રણ મતાદારોએ પણ રાજીનામાં આપ્યાં છે તેને માટે આભાર. આટલી મદદથી આ લડતની સમાપ્તિ થાય એમ નથી. સૌ આપેલ વચનને વફા રહેશે એવી મારી ઉમેદ છે. શાન્તિના યુદ્ધમાં બળાત્કારને સ્થાન નથી. બળાત્કાર નથી વાપરવાનો અંગ્રેજ પર કે આપણા ભાઇ પર. આપણે ઇચ્છીએ તેમ કોઇ ન કરે તેને દુઃખ ન દઇએ. દુઃખ દેવાથી આપણું કામ પતી ન જાય. ૧૯૨૨માં એ ભૂલથી આપણે ઘણું સહન કરવું પડયું, અને ખોજાઇ ધમકી આપી રાજીનામા લેવડાવવાથી ગર્જ ફરી સ્વાદ ન મળ્યો, ને મળશે નહિં. બળાત્કારથી રાજીનામાં આપ્યાં હોય તો પાછાં ખેંચી લેવા હું તમને સમજાવું છું. અને બીજા લોકો ન સતાવે એટલા માટે સમજાવીશ. આપણે તો લડાઈ જલદી પૂરી કરવી છે.

### તેત્રીસ કરોડ સામે એક લાખ

નોકરી છોડયા પછી શું કરીશું એવા ખોટા ત્રાસથી પીડાતા અને ડરી ગયેલા આ બન્ને પ્રકારના માણસોને લઇ તેત્રીસ કરોડ ઉપર એક લાખ માણસ રાજ્ય ચલાવે છે. જો બધા એક સાથે જાગૃત થઇ જાય તો સરખે ભાગે દુઃખ વેચાઇ જાય. એવી

સુંદર આપણા દેશની સ્થિતિ છે. એક લાખ માણસ તેત્રીસ કરોડને શું કરે ? આતો એક વાત.

મીઠાનો કર ન આપવાને ખાતર જ્યાં મીઠું થતું હોય ત્યાં મીઠું બનાવતા જેલમાં જઇએ તો ખોટું નથી. મીઠું બનાવવું તેમાં કોઇ બાહોસી નથી પણ ફરજ છે—બનાવવાનો હેતુ અન્યાય તરફ ધ્યાન ખેંચવાનો છે. આ સલ્તનતે અન્યાયોની જાળ બીછાવી છે તેમાંથી આ એક વસ્તુ મેં ચુંટેલી છે. આ પતવી શકીએ તો બીજા અન્યાયો કાકા મામાના છે. અસંખ્ય માણસો આ અન્યાય માટે જેલમાં જઇ આ અને બીજા અન્યાયનું પ્રદર્શન કરી હિંદને જાગૃત કરશો. તમારી હાજરી એ તમારો આશીર્વાદ છે. તેની પાછળ તમારી શકિત ને પ્રતિજ્ઞાની તૈયારી હોવી જોઇએ

## સ્વરાજના મુખીઓ

સરદાર વલ્લભભાઇની સેવાનો અનુભવ તમે લીધો છે એટલે મારા કરતાં તમે જ સારી રીતે વર્ણવી શકો. તેમને જેલમાં લઇ ગયા એટલે પુર્ણ સ્વરાજ્યને જેલમાં લઇ ગયા. ત્રણ માસ પહેલાં છુટે તો આપણા કામની અસર કહેવાય. આ લડાઇ અન્તીમ છે. એટલે ઠરીને ન જ બેસાય. મુખી મતાદારોનાં રાજીનામાં આખું તંત્ર આપણી પાસ આવે ત્યાં સુધીનાં છે. પછીથી તેમને તે પદ પણ મળે. પરંતુ એ યુગમાં મુખીને શું કહેશું તે તો કાંઇ આજ ન કહેવાય ! આજે મુખીપણું કે પટલાઇ લાંચથી લેવાઇ છે તે વખતે તમારી શકિતથી લેશો. એ નવા યુગમાં તમે પ્રજાના પ્રતિનિધિ ગણાશો નહિ કે સરકારના; અમલદારથી પ્રજા નહિં બાએ પણ પ્રજાથી અમલદાર બ્હીશે.

રાજીનામાનો બદલો મેળવવા આ વિચારોનો તેમણે સંગ્રહ કરવો જોઇએ. ઢસાના દરબાર રાજ્ય તજી બેસી ગયા છે એટલે

શું એમણે સદાને માટે તજ્યું? ના, ના, એ તો વાજતે ગાજતે આપણા યુગમાં પાછું મેળવશે. આપણે એને નહિ આપીએ તોએ એને ખાત્રી છે કે એના છોકરાં તો મેળવશે જ. ત્યાગ કરે તેને વિશ્વાસ હોવો જોઇએ. જેણે તજ્યું છે એ મોટપ માને જ નહીં. મારી સાથે આવેલા મોટપ માને તો મૂર્ખા છે. તેઓને ન નીકળવું અસહ્ય થયું એટલે નીકળ્યા છે. રોતા રોતા ત્યાગ કરે તે મુઆના સમાચાર લાવે. ત્યાગમાં આનંદનો સુર છે. જેલમાં ગાળ, માર, ચાપકા ઇત્યાદિ બધુંએ હસ્તે મોઢે સહેશે. દુ:ખ પડશે તો દુ:ખ નહીં બતાવે. આપણે તો બીનગુનેગાર. દુ:ખ શાને થાય? નાક કપાય–કાન કપાય તોયે શું?

હું બ્હેનો ને ભાઇઓને સ્વયંસેવક તરીકે આમંત્રું છું. એ ન બને તો આટલું તો કરો. ખાદી પહેરવી શરૂ કરી દો. આજે મુંબઇથી શેઠીઆ મને પૈસા આપવા આવેલા. ત્હેમને મેં તો કીધું કે હવે તો તમે ખાદી પહેરો. મ્હને પૈસાની જરૂર નથી. ખાદી જાડી છે એમ કહેનારને જણાવું છું કે તેનું કારણ આપણું આળસ છે. અત્યારે તકલી કાંતો તો કેટલુંયે ઝીણું કાંતી શકો. પૈસા આપીને સ્વરાજ્ય ન લેવાય. જો એમ લેવાતું હોત તો હું વાણીયો છું ને? ક્યારનોએ સોદો કરી આવ્યો હોત.

ગાંધી એકલો ઉઠી જશે, મસ્ત થશે, જેલમાં જશે, એથી સ્વરાજ્ય નહી આવે. તમારે મહેનત કરવાની છે. વધારે નહીં તો આટલી–સ્વયંસેવક થજો અને ન થવાય તો ખાદી પહેરજો ને કાંતજો.

પ્રભુ તમને તેમ કરવા બળ આપો.

---

# મનઝિલ નવમી : આણંદ



તા. ૧૬ માર્ચ : સાંજ

બોરીઆવીથી સાંજના ૬ વાગે આણુંદ માટે ઉપડયા. ગામ લોકો ગામના પાદરથી પણ આગળ સુધી ' વળાવા આવેલા. ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્વયંસેવકો અને શિક્ષકો બોરીઆવી સુધી સંઘને લેવા આવ્યા હતા. તેમની સુવ્યવસ્થાને કારણે ધુળધમાલમાંથી ઠીક ઠીક બચ્યા હતા.

૭–૧૫ આણુંદને પાદરેજ થતાં પ્રાર્થના કરવા એક વિશાળ ખેતરમાં બેઠા હતા. આણુંદ ગામમાં પેસતાં તો આખું આણુંદ મહાત્માજીનાં દર્શન માટે ઉલટયું હતું. વડોદરા, અમદાવાદ, નડીયાદ તથા અન્ય સ્થળોએથી હજારો લોકો આવ્યા હતા. ૮ વાગે આણુંદ પહોંચ્યા બાદ સભા રાખવામાં આવી હતી. સભા ચરોતર એજ્યુકેશન સોસાયટીના ક્રીડા મેદાન પર રાખવામાં આવી હતી.

સભાની વ્યવસ્થા ઘણીજ સારી હતી. સભામાં ૨૫ હજાર માણસો હશે. સ્ત્રીઓ પણ સારી સંખ્યામાં હતી.

સભાની શરૂઆતમાં મહાત્માજીને થેલીઓ આપવામાં આવી હતી.

| | | | |
|---|---|---|---|
| કરમસદ | તરફથી | ૧૩૭ | રૂ. |
| સોમાભાઇ | ,, | ૧૦૦ | રૂ. |
| ખંભાત | ,, | ૫૫ | રૂ. |
| સારસા | ,, | ૫૧ | રૂ. |

જે બારોબાર વિદ્યાપીઠમાં મોકલવાના હતા.

આણંદના અનાજના વેપારીઓ તરફથી ૨૦૧) રૂ.

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

આણંદે આજે અમારું સ્વાગત કર્યું છે તે માટે હાર્દિક ધન્યવાદ આપું છું. બીજે ઠેકાણે હાર્દિક વિશેષણનો ઉપયોગ નથી કરતો. એથી એ લુખ્ખું છે એમ નહિં પણ હાર્દિક લગાડવાનું કારણ કે તમારા સુંદર બંદોબસ્તથી અમને ધુળની લ્હાણ ન મળી. અમદાવાદમાં ધુળના ઠીક ઠીક અબીલ ગુલાલ મળ્યા હતાં. નડીયાદમાં પણ ધુળની સારી પેઠે પ્રસાદી મળી હતી. નરસિંહભાઈ રાતના નડીયાદથી દોડયા અને બંદોબસ્ત કરાવી, રસ્તા પર પાણી છંટાવી રાખ્યું, તેથી અમને ધુળ ખાવી નથી પડી અને એથી મારા હાર્દિક ધન્યવાદ.

અમે નીકળ્યા છીએ તે ધુળથી બચવાને નહિં; ધુળમાંથી પસાર થવું પડશે એ તો ખબર જ હતી.

## પ્રેમ પંથ

હમણાં જ ખરેએ ગાયું કે—પ્રેમ પંથ પાવકની જ્વાળા... સત્યાગ્રહનો પંથ પ્રેમ પંથ છે, એ વેરભાવનો પંથ નથી. દુશ્મનને પણ પ્રેમથી જીતવો જોઇએ. કાયદાનો સવિનય ભંગ કરવો તેની પાછળ પણ કેવળ પ્રેમ વરસી રહ્યો છે. સામાન્ય રીતે દુશ્મનાઇ પાવક જ્વાળા હોય! પ્રેમ પંથ પાવકની જ્વાળા કેમ બની શકે? એ તો શીતળ હોય એવી સાધારણ સમજ જ છે. પણ પ્રેમ પંથ પાવકની જ્વાળા છે. પોતે બળે છે ને બીજાને ઠારે છે. કોઇને આ માર્ગ જ્વાળામુખી લાગે પણ એની પાછળ તો શીતળતાજ રહેલી છે એ સિદ્ધ કેમ કરી શકાય?

### સત્યાગ્રહીનું મરણ

આ નીકળેલો કાફલો નાટક નથી, એ તો એ મરીને સાબીત કરશે અને જીવશે તો એ રાજ્ય કરતી પ્રજા પાસે કબુલાવશે કે તેઓ સત્યના, અહિંસાના ઉપાસક હતા. જે મરવાનું સદ્ભાગ્ય મળ્યું તો તો મરીને એણે એની ઉપર શીલ ચોંટાડયું હશે. પણ અમારામાં મરવાની શકિત છે કે નહિં એ કોને ખબર?

મરણ તો સત્યાગ્રહી જોઇએ. ક્રોધના આવેશમાં બીજાને મારે અને પોતે મરે—ક્રોધમાં બળી બળીને મૃત્યુ પામે એ સત્યાગ્રહી મરણ નહિં. પોતાના ઉપર ઘા પડે તો યે ક્રોધ ન હોય પણ પ્રેમ હોય ને પ્રાર્થના નીકળે કે પ્રભુ મારનારનું ભલું કરજે; ત્યારે એમનો ત્યાગ સાચો. હું મારે માટે પણ ખાત્રી ન આપું, અને શું ખબર કે એવે સમયે હું ક્રોધ નજ કરૂં?

## મારી મોટી ભિક્ષા

આણંદ એટલે તો નરસિંહભાઇની મઢી આણંદ એટલે

પાટીદારોનું કેન્દ્ર. ખેડા જીલ્લો વલ્લભભાઇનો, ખેડા જીલ્લો મોતીભાઇનો ને ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્વયંસેવકોનો. એમને હૃદયના ઉદ્‌ગારો ન સંભળાવું તો ક્યાં જાઉં ? હું તમારી પાસે વધારે લાલચ રાખું છું. અત્યારે હું પૈસાની ભિક્ષા નથી માગતો. આ લડત પૈસાની નથી. જોઇતા પૈસા સ્હેજે મળી જશે. માગણી કરતા હું જાણું છું કે ગુજરાતને સારૂ હિન્દુસ્તાન પૈસાનો વરસાદ વરસાવે અને એના ભાર નીચે હું દટાઇ જાઉં તો જલાલપુર કેમ પહોંચું ? હું તો મોટી ભિક્ષા માગવાનો છું. તમે તો પાટીદારનું નાક અને તેમાંએ તમે પાટીદારનું મીઠું. મીઠું મીઠાશ છોડશે ત્યારે મારે ક્યાં જવું ? મીઠામાં તો ચમત્કાર છે, મીઠામાં ખારાશ છે એ વાત ખોટી. એનાથી તો સ્વાદજ ફરી જાય છે. ગોળને સાકરથી પણ જે મીઠાશ ન આવે તે એમાંથી આવે છે. મીઠું મીઠાશ છોડે તો મીઠાશ ક્યાં શોધવા જવી ? આટલી વાત કોણ કળી શકતા હશે ? કોઇ કળ્યા લાગતા નથી ! ત્યારે મારે મગનું નામ પાડવું પડશે કે ? અહીંયા રહેલા વિદ્યાર્થીઓ શું કરશે ? ચોપડીઓ જાળવી બેસી રહેશે ? કે વિદ્યાપીઠને માર્ગે ચાલશે ?

## શિક્ષકો અને વિદ્યાર્થીઓને

અત્યારે વિદ્યાપીઠે ચોપડાનો કારભાર સંકેલ્યો અને વિદ્યાપીઠનો મુદ્રાલેખ **सा विद्या या विमुक्तये** સિદ્ધ કરી બતાવ્યો. ૧૬ વર્ષ અને તેથી ઉપરના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ ચોપડીઓનો ત્યાગ કર્યો અને લડતમાં ઝંપલાવ્યું આથી વધારે એમની પાસે શું માગીએ. સોએ સો ટોકડા માર્ક તેમણે લીધા. અને પાત્રે દાન હતું એમ સિદ્ધ કરી બતાવ્યું. તમે શું કરશો ? આખું ગુજરાત હિન્દુસ્તાનને માટે પદાર્થપાઠ આપશે. જે આશા હું તમારી પાસે, શિક્ષકો પાસે, નૃસિંહભાઇ પાસે, મોતીભાઇ

પાસે રાખું છું, તે ન મળે તો લડત લંબાય. નૃસિંહભાઇ ખરા નૃસિંહ ન હોય. મોતીભાઇ ખરા મોતી ન હોય. વિદ્યાર્થી ન હોય તો આ લડત જરૂર લંબાય. ટ્રાન્સવાલમાં પાટીદારો મોઢું મલકાવી મારે માટે જે દાવો કરતા, નૃસિંહ-ભાઇ જે દાવો કરતા, વલ્લભભાઇ જે દાવો કરતા એ પુરવાર કરી બતાવો તો બસ. ધારાળાઓ એટલે ઠાકર, ક્ષત્રી, તેમને પાટીદારનો સ્પર્શ થાય તો જેમ પારસ સ્પર્શથી કંચન વર્ણું થવાય તેમ તેઓ પણ થાય.

## ભણવાનું ઉંચે મૂકો

ખેડા જીલ્લો ઉઠયો તો હિન્દુસ્તાન એની મેળે ઉઠવાનું. તમે વિદ્યા અભ્યાસને લડત ચાલતા સુધી સંકેલો. હું જ્યારે આ વાત ૧૯૨૨માં કહેતો ત્યારે દેશબંધુ કહેતા કે હમણાં પાંચ વર્ષ થોભી જાવ. હમણાં તો ન્હાના ન્હાના પ્રયોગો કરવાના. પણ એ વાતને આઠ વર્ષ થયાં. હવે તો સવિનયભંગ કરો વ્યકિતગત યા સમુહમાં એક પ્રદેશમાં કે બધે કાશ્મીરથી તે કાન્યકુબ્જ સુધી. પહેલાં હું કહેતો કે વાયુ અનુકૂળ નથી અને ત્યારે મને એમ લાગતું કે એ બ્રહ્માના અક્ષર હતા. પણ આ શુભ ચોઘડીયું છે. આવે સમયે એવો તે કયો વિદ્યાર્થી હશે કે ચોપડીઓને વળગી બેસી રહે ? પહેલા હું કહેતો કે સરકારી શાળા છોડી રાષ્ટ્રીય શાળામાં જાવ. હવે હું કહું છું કે ભણતર છોડી ભેખ લો—સૈનિક બનો.

## સીત્તેર હજાર નટ

અત્યારે ભણુતર કે વેપારીને વેપાર એવો કોઇ ધંધો ન શોભે. હિન્દને વ્યાપક સવિનયભંગ કરવો હોય તો જોડાઇ જાવ. ખાવાનું તો ભગવાન આપનાર છે. જો આખું હિન્દુસ્તાન ધગી

ઉઠે તો એક લાખના પંઝામાંથી ૩૦ કરોડને નીકળતાં કેટલી વાર? ત્રિરાશી તમેજ માંડજો. આપણને જકડી રાખનાર ૭૦ હજારનું લશ્કર છે. એ લશ્કરને પ્રતાપે તમે નાચી રહ્યા છો. નટ નચાવે તેમ મારે ને તમારે નાચવાનું છે. એથી તમે હજુ ન થાકયા હોતો મારો આ અહીંનો ફેરો અફળ છે. હમણાં તો લડત પુરી થતાં સુધી તમારો અભ્યાસ સંકેલો.

## આખરનો પ્રયત્ન

યુથલીગ એટલે વિદ્યાર્થીઓ. તેનો પ્રમુખ યુવાન છે. એને શોભાવવો એ તમારા હાથમાં છે. તમે કાંઇ જ ન કરી શકો તો મારૂં કહેવું વ્યર્થ છે. આ હૃદયનો સવાલ છે. બુદ્ધિનો પ્રશ્ન નથી, નહી તો તમારી પાસે કબુલ કરાવું કે ઇતિ સિદ્ધમ્-તમે માનતા હો કે હું મોટી ભૂલ કરીશ પછી પશ્ચાત્તાપ માટે ઉપવાસ કરીશ ને કહીશ કે હિમાલય જેવડી ભૂલ કરી; ને પાછો કોઇક નવો તુક્કો લઇ તમારી પાસે આવીશ તો તો લાચાર. જો તમે માનતા હોકે આ મારો આખરનો પ્રયત્ન છે તો તમે યુદ્ધમાં જોડાજો. ઇશ્વર આ સંદેશો તમારે ગળે ઉતારે. ઘણીને સુજે તો ઢાંકણીમાં ને પાડોશીને આભલામાંયે નહી- તમે કરશો એ વાત સાચી જ હશે.

---

# મનઝિલ : દસમી નાપા



તા. ૧૮ માર્ચ : સવાર

૧૮ મીએ સ્હવારના આણંદથી સાત માઇલ દુર આવેલા નાપા ગામમાં ગાંધીજીનો મુકામ પડ્યો હતો. આણંદથી જ્યારે એમના કાફલાએ કુચ આદરી ત્યારે મહાત્માજીએ જણાવ્યું હતું કે તેઓ આજે એક મિનીટ મોડા હતા. ટુકડીના માણસો રઘુ-પતિ રાઘવ રાજા રામની ધુન મચાવતા પંથ કાપતા હતા. વિદાય આપવા નગરજનો હારબંધ ઉભા હતા. આણંદના શ્રી નૃસિંહભાઇ પટેલ અને ઇશ્વરભાઇ પટેલે આખા કુટુંબ સાથે લડતમાં જોડાવાનો નિશ્ચય કર્યો હતો. તેઓ ટુકડીને મોખરે કમર કસીને ચાલતા હતા. મહાત્માજીની ઝડપ પ્રથમ કરતાં જરાએ

મંદ ન્હોતી પડી. તેમણે રસ્તે ચાલતાં નૃસિંહભાઇને પૂછ્યું કે નૃસિંહભાઇ કયાં સુધી ચાલશો ? નૃસિંહભાઇએ કહ્યું, ગામના સિમાડા સુધી—નાપા સુધી. "અને અમે તમને પકડવા આગળ ધરશું તો ! "

"બાપુ ! વીલ કરવાનું રાખ્યુંજ નથી. બધાંજ આવીએ છીએ. છોકરાની વહુ સુદ્ધાં."

નૃસિંહભાઇ તો હાજર જવાબી રહ્યા. ખરેખર આવાં કુટુંબો તો આખા ગુજરાતમાંથી નીકળી પડવાનાં છે.

નાપામાં ત્રણ કલાક પહેલાં લોકોની મેદની ભરાઇ હતી. કાર્યકર્તાઓનાં ધાર્યા કરતાં માણસો વધતાં ગયાં અને આખરે એટલે સુધી વધ્યાં કે ઘણાં માણસોને તો તાપમાં બેસવું પડયું. ફાગણ માસના પ્રખર તાપમાં દુર દુરથી આવેલા લોકોએ ત્રણ ચાર કલાક સુધી ઘણી સારી શાંતિ જાળવી હતી. લાકડીઓ, ધારીયાં અને મોટા ફાળીઆવાળાઓની આ સભાનો રંગ કોઇક ઓરજ હતો. લગભગ આઠ દશ હજાર માણસો હાજર હતા તેમાં હજાર કરતાં પણ વધુ તો ખેડુતોની સ્ત્રીઓ હતી. મેદનીને તાન લગાવવા ભજનો શરૂ થયાં હતાં. ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં એ ગીત ઉત્સાહથી ગવાયું ને પોલીસવાળાઓ તો તાકીજ રહ્યા. સભા સંગીતમાં તલ્લીન હતી ત્યાં મહાત્માજીની જયની બૂમ પડી. બ્હેનોએ નમસ્કાર કરવા માંડયા. સભામાં જયજયકાર થઈ રહ્યો. અબ્બાસ સાહેબ તો સભામાં કયારનાયે આવ્યા હતા ને ગીતોનો સ્વાદ ખૂબ ઉત્સાહથી લેતા હતા. ભાષણ શરૂ થતા પહેલાં થેલીઓ અપાવા માંડી. હાર પહેરાવાયા બાદ ગાંધીજીએ ભાષણ શરૂ કર્યું અને ચિત્રવત્ શાન્તિ પ્રસરી રહી હતી.

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો !

તમે જે જે ગામોએ પૈસા આપ્યા છે તે ગામોના ભાઇ બ્હેનોનો હું આભાર માનું છું. અને તેમના કરેલ સ્વાગત માટે પણ હું આભાર માનું છું.

આજે એ તાલુકામાં અમે પ્રવેશ કર્યો છે કે જે તાલુકામાં સરદાર વલ્લભભાઇને કેદ કરવામાં આવ્યા છે. જે તાલુકામાં સરદારે ૧૯૨૪ ની સાલમાં જંગી લડત ચલાવી હતી અને એ લડતને અંતે સરકારને ભૂલ કબુલ કરવી પડી હતી. તેમને જે ન્યાય પહેલેથી મળવો જોઇતો હતો તે પાછળથી મળ્યો. પણ તમારી સેવા કરવા માટે સરકારે સરદારને કેદરૂપી ઇનામ આપ્યું. એ કેદને માટે તમે શું કરશો ? અને હું શું કરીશ ? એ વિચારવાનો આપણો ધર્મ છે. તમારામાંના કેટલાક મુખી ને મતાદારોએ રાજીનામાં આપ્યાં છે તે માટે તેમને હું ધન્યવાદ આપું છું. પરંતુ હજુ કેટલાક એવા રહી ગયા છે કે જેઓ મધલાળને છોડી શકતા નથી. તમે જાણો છો કે એવા કોઇ નથી કે જે પગાર માટેજ કામ કર્યે જાય. પણ જુલ્મ કરવાના અધિકારને વળગી રહેતા હોય એમ લાગે છે. તેઓ અધિકારને માટે યા તો સ્હેજ હલકા સ્વાર્થને વળગી રહે છે. એમને બધાને હું પ્રાર્થના કરૂં છું કે હવે કયાં સુધી તમે લોકોને ચૂસવાનો ધંધો જારી રાખશો ? શું તમારી આંખો હજુ નથી ઉઘડી ?

### સરદારને આટલી સજા શી ?

તમારી દ્વારા સરકાર લુંટ ચલાવે છે ! ગામડાં ઉપર કોણ રાજ્ય ચલાવે છે ! પ્રત્યેક ગામમાં મુખી તળાટી ને રાવણીઆ રાજ્ય ચલાવે છે. એમાં નથી ભૂષણ મુખીનું, રાવણીયાનું કે

કોઇનું. અને એમાં નથી ભૂષણ ગામલોકોનું કે જેઓ ડરી જઇ પોતાને અકચ્યતું કર્યે જાય છે. આ લોકો પર ચાલતો જુલમ દુર કરવો રહ્યો. સરદાર તે દુર કરવા મથતા હતા તેમને કેદ કર્યા. એ તોફાન કરવા નહોતા આવ્યા. અને એ તોફાન કરશે એવી બીક તો ન હતી. મેજીસ્ટ્રેટના મનમાં કે પ્રજાના મનમાં કે સરદારના મનમાં એ તોફાન કરવા નહોતા આવ્યા. એ તો હજારો સાક્ષીઓથી સ્હેજ સાબીત થાય. એમણે કશું છૂપું રાખ્યું ન હતું. સત્યાગ્રહી પાસે કશું છૂપું હોયજ નહિ. એવા સત્યાગ્રહી સરદારને પકડી લીધા. એમનું કામ છૂપું હતુંજ નહિ. એમને પકડવા માટે શું કારણ હોય? એ તો મારો રસ્તો સાફ કરવા આવ્યા હતા. એમણે કાંઇ ગુન્હો થોડોજ કર્યો હતો? અમારી બન્ને વચ્ચે એવી મસલત હતી કે મીઠાના કર સામે સત્યાગ્રહની લડાઇ મારે હાથે થાય. તમે તો મારા સાથીઓને ઓળખતા નથી. પણ એ સઘળા સરદારના સેવકો છે. એ સરદારને એક નકામા કાયદાની કલમથી પકડી લીધા. એમને જેલ હોય તો છ સાત વર્ષની કે જન્મટીપ હોય. સરદારને સારૂ ત્રણ મહિના શા? મારા સાથીઓ જેવાને ત્રણ મહિના હોય તો તો ઠીક પણ ત્રણ મહિનાની જેલ કાંઇ સરદારને શોભે? એમણે રાજ્યદ્રોહનો ગુન્હો કર્યો હોય તો કાળા પાણી હોય.

### રાજદ્રોહ એ આપણો ધર્મ છે

પણ રાજ્યદ્રોહ એ તો આપણો ધર્મ છે. મને જો સરકાર ત્રણ મહિનાની જેલ આપે તો મારી ને સરકારની બન્નેની હાંસીજ થાય. મને ત્રણ મહિનાની જેલ શોભે? આ રાજ્યમાં રાજ્યદ્રોહ કરવો એ તો મારો ધર્મ છે. જે રાજ્યમાં ગેર ઇન્સાફ થાય, જેની અંદર આવશ્યક વસ્તુ મીઠા ઉપર ગરીબ ને તવંગર પાસેથી સરખો કર લેવામાં આવે, જેમાં લશ્કર માટે અખુટ ધન ખરચાઇ જતું હોય, જેનો સુમો ૫૦૦૦ લોકોની આવક

જેટલો પગાર પચાવી જાય, અફીણ ને શરાબમાં ૨૫ કરોડ ખર્ચાતા હોય અને ૬૦ કરોડના પરદેશી કાપડની દેશમાં ભરતી થતી હોય, એવા રાજ્ય સામે રાજ્યદ્રોહ કરવો એ મારી ફરજ છે. એ રાજ્ય ભલે બળો. મારે એ રાજ્ય નથી જોઇતું. એ રાજ્યનો નાશ કરવો એ મારો ધર્મ છે. એવા ગુન્હા માટે મને પહેલાં એક વાર પકડેલો. પણ મારા ને સરકારના કમનશીબે મને રોગ થયો ને છ વર્ષ પુરાં ન થયાં.

## ડંકો વાગ્યો છે

હવે તો વાદળ ચઢી આવ્યું છે, સામૈયું આવી પહોંચ્યું છે. એમાં સૌને જોડાવાનું છે. મને પકડે ને ત્રણ મહિનાની જેલ આપશે તો જગત પણ વિચારશે અને હસશે. જે રાજદ્રોહીને કાળાપાણીએ મોકલી શકાય તેને ત્રણ મહિનાની જેલ આપે તેનો અર્થ શું ? સરકારથી વિશેષ કોઇ કરી શકત નહિ. તેને તો કેદ કર્યા, એમ ધારીને કે લોકો ડરી જશે. તમને દાબી દેવા એણે એમ કર્યું. પછી તમે અહી આવ્યા તે ડરી જવાને કે ? તમે તો અહી ઉત્સવ માનીને આવ્યા છો. પણ ઉત્સવમાં પકડાવ તો બેસી રહેશો કે ? મુખીતલાટી વિગેરે માખી જેમ મેલા પર ચોંટી રહે છે તેમ ચોંટી રહેશે તો તેમને શરમ છે.

## દરબારને અનુસરો

તમારા તાલુકામાં દરબાર વસી રહ્યા છે એમની પાસેથી કશી હિંમત ન શીખ્યા ? એ દરબાર કોણ છે ? એને સેવક થવું છે, સાહેબ નથી થવું. જો તમે બેસી રહેશો તો તમે એના ત્યાગની તાલીમ ન લીધી એમ કહેવાશે. જો તમે એની નકલ નહિ કરો તો એની સેવા અફળ ગઇ કહેવાશે. તમે પૈસા આપ્યા તેની હમણાં મને કીંમત નથી. પહેલાં કરોડ રૂપીયા ઉઘરાવવા નીકળ્યો હતો ત્યારે દેશમાં કરોડની જરૂર પણ હતી. આજે

મને તમારી પોતાની જરૂર છે. તમે ભાઇઓ અને બ્હેનો નામ નોંધાવી જજો. બ્હેનોને હું હમણાં યુદ્ધમાં લઇ જવા નથી માગતો. પણ એમનાં નામ તો અવશ્ય માગું છું. આપણે દુઃખ સહન કરીને સરકારને પીગળાવીશું જેથી તેના હૃદયમાંથી પાપની વૃત્તિ દૂર થશે.

## હવે હદ થઈ

બંગાળના નેતા સેનગુપ્તાનું નામ તો તમે સાંભળ્યું જ છે. એને એક ભાષણ કરવા માટે સરકારે પકડયા છે. બીનગુન્હેગારને જેલ દેવી એનો અર્થ શું ? આ તો અન્યાયને ટકાવી રાખવા વધારે અન્યાય કરવાની નીતિ સરકાર ચલાવે છે. જયાં આટલા લોકો ભેગા થાય તો સરકારે સમજવું જોઇએ કે લોકોને મીઠાનો કર પસંદ નથી માટે તે કાઢી નાંખીએ. અને એવા બીજા પણ કર કાઢી નાખીએ. પણ એમ કરે તો સરકારનો ધંધો જાય, હિંદના પૈસા હિન્દમાં રહે અને હિન્દના લોકો સુખી થાય એ કેમ બને ? એને તો પૈસા પરદેશ લઇ જવા છે એ ત્રાસમાંથી છુટવું એ મારો ને તમારો ધર્મ છે. બહુ તો જેલમાં પૂરશે, ચાબકા મા શે પણ હવે એ નિભાવી લેવાય એમ નથી.

આ ન થાય તો બીજું શું કરશો ? રેંટીઓ ચલાવશો, ખાદી પહેરશો, દારૂ ઢોળી નાંખશો. વિદેશી કપડાં જલાવી દેશો. એથી દર વર્ષે ૬૦ કરોડ બચી જવાના. તમે જો આટલુંએ નહિ કરો તો મારે તમને કહેવું જોઇએ કે નથી તમે સરદારની સેવા માટે લાયક કે નથી તમે દરબારની સેવા માટે લાયક. મારે તમને વધારે કહેવું નથી પણ મેં જે કહ્યું છે તે તમારા હૃદયમાં વસો ને તે પ્રમાણે કર્તા થઇ જાવ.



# મનઝિલ અગીઆરમી : બોરસદ



તા. ૧૮ માર્ચ : સાંજ

ગાંધીજીની ટુકડી ૭-૩૦ વાગતામાં બોરસદ પહોંચી. રાત્રે બોરસદમાં સભા રાખવામાં આવી હતી. સભામાં માણસોની ઠઠ તો ક્યારનીએ જામી હતી. વીસ હજાર કરતાં પણ વધુ માણસો સભામાં હતાં. સ્ત્રીઓની સંખ્યા પણ બે ત્રણ હજાર કરતાં વધુ હશે.

સભામાં ટોપીવાળાનાં ટોળાં ક્યાંથી આવ્યાં, એ ગીતની ધુનમાં સભા મસ્ત બની હતી. ત્યાં જ મહાત્માજીના જરૂખે દર્શન થયાં ને જયજયકાર થઇ રહ્યો.

## મુખી મતાદારોનાં ઢગલાબંધ રાજીનામાં

સભાની શરૂઆતમાં બોરસદ તાલુકાના જુદા જુદા ગામોના મળી લગભગ ૭૦ મુખી મતાદારો ને રાવણીઆએ આપેલાં રાજીનામાં વંચાયા હતાં. જેમાં બે ત્રણ સ્ત્રી મતાદારો પણ હતી. ત્યાર બાદ ગાંધીજીને થેલીઓ ભેટ કરવામાં આવી, જે નીચે મુજબ હતી.

રૂ. ૮૫ બોરસદના ઔદીચ્ય સહસ્ત્ર પંચ તરફથી.

રૂ. ૨૫૧ બોરસદ મહાજન

રૂ. ૧૫૦ બોરસદ પંચ.

રૂ. ૬૦૧ વીરસદ ગામ તરફથી.

## મહાત્માજીનું ભાષણ

દરબાર સાહેબ, ભાઇઓ અને બ્હેનો,

જે જે મુખી મતાદારો અને રાવણીઆએ રાજીનામાં આપ્યાં છે, તેમને હું ધન્યવાદ આપું છું. મારી દ્રષ્ટિએ રાજીનામાં આપી તેમણે પોતાનું પાપ ધોયું છે, પ્રાશ્ચિત કર્યું છે. વળી સરદાર વલ્લભભાઈ તમારે માટે બોરસદમાં છાવણી નાખીને બેઠા હતા અને તેમણે ૧૯૨૪ ની સાલમાં સરકાર પાસેથી ન્યાય લીધો હતો, તેમને આજે સજા થાય ને તમે મુખી મતાદારો ને રાવણીઆઓ વિગેરે બેઠા રહો તે શોભે નહિ. જેમણે પોતાના રાજીનામાં આપ્યાં છે તેમણે પોતાનો ધર્મ બજાવ્યો છે, પોતાની ફરજ અદા કરી છે. હું આશા રાખું છું કે આ તાલુકામાં એક પણ મુખી મતાદાર કે રાવણીઓ રાજીનામું આપ્યા વિના બાકી રહે નહિ. અને ઠેઠ સુધી મક્કમ રહે. જ્યાં સુધી પુર્ણ સ્વરાજ્ય નહિ મળે ત્યાં સુધી એઠવાડ સમજી સરકારી નોકરીનો ત્યાગ કરજો. એને પાપ ગણજો.

હું તો કહું છું કે મુખી પ્રમાણેજ તલાટીઓ પણ રાજી-નામાં આપી દે. સરકારની સત્તા ગામડામાં ત્રણ જણ દ્વારા ચાલે છે, મુખી રાવણીઆ ને તલાટી. તમે જે વીઘોટી ભરો છો તેના બદલામાં તમને કાંઇજ નથી મળતું. આ રાજ્યની નીતિ શેતાનીયત ભરેલી છે. રાક્ષસી છે. એનો તો નાશ જ સંભવે. હું રાત દહાડો એજ પ્રાર્થના કરૂં છું કે આ જુલ્મી રાજ-નિતિનો જેટલો બને તેટલો વહેલો ક્ષય થાઓ! એવો ક્ષય કરવો એ દરેક ધાર્મિક મનુષ્યની ફરજ છે. અને તેથી હું જ્યાં ત્યાં જાઉં છું ત્યાં સર્વને મારી પ્રાર્થનામાં ભળવા કહું છું, અને સમજાવું છું કે રાક્ષસી રાજનીતિનો જલદી અંત આણવો એજ આપણો ધર્મ છે. તમે બધાજ આ પ્રાર્થનામાં સામેલ થાઓ, પણ હિંદુસ્તાનના ૩૦ કરોડ તો આ પ્રાર્થનામાં ક્યાંથી ભળી શકે? એ ત્રીસમાંથી દસ કરોડને તો દિવસમાં એક વખત પણ અનાજ નથી મળતું. આ તો અંગ્રેજી અમ-લદારોનું કહેવું છે. આટલી અધમ દશામાં વસતાં માણસો પ્રાર્થના શું સમજે? તમે સૌ મારી પ્રાર્થનામાં ભળો અને તે શુદ્ધ હૃદયથી કરજો. હૃદયની પ્રાર્થના કરનારાના ચહેરાના ને આંખના ભાવ બદ-લાય છે. તમારી પ્રાર્થના સાચી ને ખરા હૃદયની હશે તો તેની અસર રાજ્યકર્તાના પત્થર જેવા હૃદય પર પણ થશે. અને એમને સમજાશે કે જે રાજનીતિ તેઓ ચલાવી રહ્યા છે તે ખરેખર રાક્ષસી છે ભૂલ ભરેલી છે.

## રાજદ્રોહ એ જ સાચો ધર્મ છે

હું પોતે એક પણ માણસને ભમાવવા નથી ઇચ્છતો, કારણ હું બીજાથી ભમાતો નથી. એક વખત એવો હતો કે જ્યારે હું સલ્તનતનો વફાદાર હતો ને ત્યારે હું હૃદયપૂર્વક "ગોડ સેવ ધી કીંગ" ગાતો અને સગાસંબંધીને ગવડાવતો. પણ હવે તો મારી

આંખના પડળ ઉતર્યાં ને ભ્રમણા ભાંગી. હું સમજ્યો કે હવે એ વફાદારી એ ગુન્હો છે, પાપ છે. જે આ રાજ્યનું શુભ ઇચ્છે તે હિંદનું અશુભ ઇચ્છે છે. હવે આ સરકારનું શુભ ઇચ્છીને વફાદાર રહેવું એ પાપ છે. એટલે રાજદ્રોહ કરવો એજ દરેકનો સાચો ધર્મ છે.

આ રાજ તો હિંદનું ધન પરદેશ ખેંચી જઇ આપણને લેંકેશાયરના ચીથરાં આપે છે. આ રાજનીતિને વશ રહેવું એ દેશદ્રોહ છે. તેમાંથી તમે છૂટો. આ શાંતિમય લડતમાં તમે જોડાઇ જાઓ. મીઠાના કાયદાનો ભંગ કરવા તૈયાર થઇ જાઓ.

## નાશ કોનો?

તમે આજે જે હર્ષથી અહીં આવ્યા છો તે મારે માટે નહીં, પરંતુ સત્યાગ્રહની લડતમાં તમારી સહાનુભૂતિ બતાવવા. હમણાં હું તમને તાળીઓ પાડવાની છુટ આપું તો કદાચ તમે મારા કાન ફાડી નાંખો. હું સમજુ છું કે એ ઉત્સાહ તમારા આશીર્વાદરૂપે છે. હવે તમને લાગી ગયું છે કે આ સરકારનો અંત આવવો જ જોઇએ. આમ આ તંત્રનો નાશ ઇચ્છવામાં રાજદ્રોહ હોવા છતાં હું તેને ધર્મ માનું છું. આપણે તો રાજનીતિનો નાશ ઇચ્છીએ છીએ, રાજકર્તાનો નહિ. આપણે ઘણુંએ કહીએ છીએ કે તમે તમારી આંખો ખોલો ને તમારાં પાપ ધૂઓ, પણ તેઓ તો કાંઇ જ કરવા તૈયાર નથી. અને તેથી જ મેં મીઠાના કાયદાના ભંગની લડત શરૂ કરી છે. આજે તો આ એક કાયદાની શરૂઆત કરી છે. પણ કાલે એક પછી એક બધાજ કાયદા તુડી જવાના છે. પછી જોઇએ છીએ કે સરકારનું રાજ્ય કેમ ચાલે છે?

## શ્વાસેશ્વાસે રાજનીતિનો નાશ ઇચ્છું છું

સરકાર બહુ બહુ તો ફાંસીએ ચઢાવશે. પણ હું તમને કહું છું કે

આપણે ૩૦ કરોડ કાયદાનો ભંગ કરીએ તો એક લાખ ગોરા કેટલા-કને ફાંસીએ લટકાવી શકવાના હતા? એની ત્રિરાશી તમેજ કરી લેજો. પણ એમને પણ હૃદય છે. એ કાંઇ એટલા ક્રુર હોય એમ હું નથી ધારતો. પણ એમની રાજ્યનીતિ તો એટલી કડવી છે કે એનો તો આજે જ નાશ થવો જોઇએ. સરકાર મને છૂટો રાખશે તો પણ આ રાજ્યનીતિનો નાશ થવાનો અને જેલમાં પુરશે તો પણ તેનો નાશ અવશ્ય થવાનો. હું તો મારા શ્વાસે-શ્વાસે એ રાજનીતિનો નાશ ઇચ્છું છું. અને હું માનું તે પ્રમાણે વર્તું છું.

## સલાહ કરવામાં મણા નથી રાખી

મેં આજ સુધી એકપણ સલાહની તક ગુમાવી નથી. વાઇ-સરોયને પત્ર લખ્યો છે તેમાં ખોટું છે એમ આજે કોઇ કહી શકતું નથી. મીઠાનો જુલ્મી કર, ભારે લશ્કરી કર, જમીન મહેસુલ અને ઉડાઉ દીવાની ખર્ચ. આ બધી વસ્તુઓ માટે મારા વિચારો ખોટા છે એમ કોઇ નથી કહેતું.

એણે દારૂ અને અફીણ પાઇ પાઇને આપણને દારૂડીઆ કરી મૂકયા છે. આ વાત હિંદના તથા પરદેશના માણસો સ્વી-કારે છે. સરકાર પણ કહે છે કે આ બધું સાચુ છે. પણ અમને તો પૈસા જોઇએ છે. હું કહું છું પૈસા તો કયાંથી આપે? લશ્કરનું શું કામ છે? હમણાં જ સરકારે કોન્સ્ટેબલની ઉપરના બધા જ અમલદારોને સોલ્ટ-ઓફીસર બનાવ્યા છે. એ અમલ-દારોને મીઠું બનાવતા અટકાવવાની દરેક સત્તા હોય છે. એ મને પકડી શકે અને એણે મને પકડવો જ જોઇએ. તેમ ન કરે તો નામર્દી ગણાય. બીજા કોઇ પણ કાયદામાં નામર્દી એ ગુન્હો નથી, જયારે મીઠાના કાયદામાં તે છે. ગરીબનું મીઠું ખુંચી લેતાં એનું શું થાય એનું એને શું? કપડવંજની નજીક

મીઠાની ખાણુ છે તેના ઉપર સરકારે ધુળ નાંખી દીધી છે. આવી જુલ્મી ને રાક્ષસી રાજ્યનીતિની સામે થવું એ તો આપણો ધર્મ છે.

તમે રાજીનામાં કે પૈસા આપો તેથી મારૂં પેટ નહિ ભરાય. મને સંતોષ નહિ થાય. હું તો તમે બધાને મીઠાના સવિનય-ભંગની લડતમાં જોડાઓ એમ ઇચ્છું છું. તમે કાયદાનો ભંગ કરવા તૈયાર થઇ જાઓ ને લડતમાં નામ નોંધાવો. સ્ત્રીઓ પણુ પોતાનાં નામ નોંધાવે, કારણુ આ યજ્ઞમાં સ્ત્રીઓ પાસે પણુ હું બલીદાન માગું છું.

## આખી નિશાળ શિક્ષકો સાથે જોડાઇ જાઓ

આ હાઇસ્કુલમાં અમને ઉતારો આપ્યો છે તેથી તેમનો ઉપકાર. હું તો સ્કુલ ખાલી કરવા આવ્યો છું. હું ઇચ્છું છું કે ૧૫ વર્ષની ઉપરના તમામ વિદ્યાર્થીઓ અને શિક્ષકો લડાઇમાં જોડાઇ જાય. જગતના જુદા જુદા દેશોના વિપ્લવ સમયે દરેક દેશમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો ફાળો મોટો છે. જાપાન કે ચીન, ઇજીપ્ત કે ઇરાન, ઇટાલી કે તુર્કીનો ઇતિહાસ જોતાં તે જણાશે. ઇંગ્લાંડે લડાઇ જાહેર કરી ત્યારે હું ત્યાં હતો. ત્યારે બધાએ કોલેજ છોડેલી ને યુદ્ધમાં જોડાયલા. આપણું તો યુદ્ધ શાંતિનું છે. આપણાં હથીયાર સત્ય ને અહિંસા છે. નાનું બાળક પણુ એ શસ્ત્ર લઇ શકે અને આત્મશુદ્ધિ સાથે દેશનું કામ કરી શકે.

## અંતિમ યુદ્ધ વખતે ભણવું એ દેશદ્રોહ છે

તેથી તમે આજે ભણતર દૂર મૂકી યુદ્ધમાં જોડાઇ જાઓ. જ્યારે ગુલામીમાંથી છૂટવા માટે અંતિમ યુદ્ધ થઇ રહ્યું હોય ત્યારે ભણવા બેસવું દેશદ્રોહ છે. આ વખતે ગણિત વિગેરેને શું

કરવાં છે? ઘર બળે છે ત્યારે? હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી બધાજ સાથે જોડાવાના છે. કારણ મીઠું તો હિન્દુ મુસલમાન પારસી ખ્રીસ્તી બધાને જોઇએ છે. સરકાર તો કોઇને છોડે એમ નથી. મુસલમાનો માટે મીઠા વેરા ઓછા કરશે ત્યારે આપણે જોઇશું અને ધર્મ બદલવાનો વિચાર કરશું! સરકાર પાસે જઇ સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરી કહીશું કે અમે ધર્મ બદલીએ છીએ માટે આ જુલ્મી વેરા કાઢી નાખો. (હસાહસ)

## બળદ-ભેંસ ઉપર કર!

સરકાર તો બળદ ને ભેંસ પાસે પણ આ કર લે છે. કેમકે મીઠું તો ઢોર પણ ખાય છે. માણસને ને પશુને પણ આ રાજ્યમાં સરખું દુ:ખ છે. મીઠાનો કર તો એનો એક નમુનો છે. આ કરોડોના દુ:ખનો ઉપાય કરવા મેં ખુબ પ્રયત્ન કર્યો. ઘણું સમજાવ્યા સાષ્ટાંગ નમસ્કાર કર્યા પણ તે કામ ન આવ્યાં. વળી કહેવાય છે કે હું તો નરમ છું અને મને તો અરજી પણ સરસ ઘડતાં આવડે છે, અને મસલત કરવામાં પણ કુશળ છું. હું એ બધું કરી ચૂકયો. પગે પડી ચૂકયો. પણ મારી એ અરજી ને મસલત નકામી નીવડી છે. મને સરકાર બળવાખોર કહે છે. પણ મને તો બળવાખોર ગણાવાથી શાન્તિ મળે છે. તમે ગમે તે ધર્મના હો પણ આ યુદ્ધમાં નામ નોંધાવો. તો પછી જો જો કે મીઠાનો કર તો જવાનો પણ સાથે સાથે આ રાજનીતિ પણ જવાની છે. આપણે સ્વતંત્ર થઇશું ત્યારે નોંખી નોંખી જાતિઓનો વિચાર કરશું. હમણાં તો બધાજ જોડાઇ જજો. આપણી લડત એટલી ન્યાયી છે કે ખુદ અંગ્રેજો પણ આપણી લડતમાં જોડાશે. કારણ બધા આજે જુએ છે કે સરકાર એક અન્યાયને ઢાંકવા સારૂ બીજા અનેક ગુન્હા કરી રહી છે. આ રાજ્યમાં તો નિર્દોષને પણ ચાબુક મારતાં, ફાંસીએ ચઢાવતાં કોઇ નથી અચકાતું.

ઇશ્વર એક જ છે. ઇશ્વર સત્ય છે તેટલા જ વિશ્વાસથી કહું છું કે આ રાજ્યનો અંત છે. હું તો જોઇ રહ્યો છું કે સ્વતંત્રતાની દેવી સામે ઉગી છે અને ડોકીયું કરીને આપણને વરમાળ પહેરાવવા તત્પર થઇ રહી છે. આવી સરસ તક ગુમાવે એવા નાલાયક કોણ હોય?

તમે બધા સરદાર વલ્લભભાઇ ને દરબાર સાહેબની સેવાની કદર કરી યુદ્ધમાં જોડાઓ. છેવટે એટલુંજ કહું છું કે ઇશ્વર તમને આ બધું સમજવાની શકિત આપો.

## બોરસદની હાયસ્કુલ પર આફત?

બોરસદમાં મહાત્માજીનો ઉતારો ત્યાંની હાયસ્કુલમાં રાખવામાં આવ્યો હતો. તળાવને કાંઠે આ મકાન એક વિશાળ ખુલ્લા મેદાનમાં આવેલું છે. મહાત્માજીએ તા. ૧૮મીએ રાત્રે ૨૦,૦૦૦ ની ગંજાવર સભામાં જે ભાષણ આપ્યું તે પણ એ હાયસ્કુલના ઝરૂખામાંથીજ આપ્યું હતું. ગામની વસ્તી દસ બાર હજારની છે, પણ સભાની હાજરી તો વસ્તી કરતાં બમણી ત્રગણી હતી. તેમાં ત્રણ ચાર હજાર તો સ્ત્રીઓજ હતી. બોરસદ-રાસમાં પોલીસની હીલચાલ અને ગાંધીજી પકડાવાની અફવાને લીધે બીજા સેનાપતિ અબ્બાસ સાહેબ બોરસદમાં ખડા થઇ ગયા હતા. મહાત્માજીને મકાનમાં ઉતારો આપવાથી એ હાયસ્કુલની ગ્રાંટ રદ કરવાની આફત આવતાં સ્કુલના સંચાલકોની બોર્ડે તેજ દિવસની સભામાં સ્કુલ રાષ્ટ્રીય બનાવીને ગ્રાંટ પાછી વાળવાનો ઠરાવ કરેલો કહેવાય છે.

# મનઝિલ બારમી : રાસ



તા. ૧૯ માર્ચ : સવાર

ગાંધીજીએ બોરસદથી સવારના ૬ વાગે પ્રયાણ આદર્યું અને ૮–૩૦ વાગે રાસ પહોંચ્યા. રાસના લોકો સારા જગતના ધનને સત્કારવા બે લાઇનોમાં ગોઠવાઈ ગયાં હતાં. ઉતારો ધર્મશાળામાં આપવામાં આવ્યો હતો અને બપોરના ત્રણ વાગે ગામને પાદરે એક બાવળીમાં બાંધેલ મંડપમાં સભા રાખવામાં આવી હતી. સભામાં મેદની ખૂબ હતી, આશરે ૨૫ હજાર કરતાં પણ વધુ હશે. સ્ત્રીઓની સંખ્યા પણ ઘણી હતી, બે હજારથી ત્રણ હજાર હશે. ગામમાં ભાગ્યેજ કોઇ માણસ એવું રહ્યું હશે કે સભામાં નહિં આવ્યું હોય. અમદાવાદથી રણછોડભાઈ શેઠ અને તેમનું

કુટુંબ તથા અબ્બાસ સાહેબ પણ આવેલા. સભા શરૂ થતાં પહેલાં કેટલાએ કલાકથી લોકોની ઠઠ જામી હતી. ગ્રામ્ય સ્ત્રીઓ બુલંદ અવાજે ગીતો ગાતી હતી. એવામાંજ ગાંધીજી અને અબ્બાસ સાહેબ આવ્યા. ગાંધીજીની જયના પોકાર થયા. આખો મંડપ ગાજી રહ્યો. સભાની શરૂઆતમાં સંગીતની ધૂન મચી હતી. ત્યાર બાદ રવિશંકરભાઇએ પટેલ ને રાવણીઆઓનાં રાજીનામાં વાંચી સંભળાવ્યાં હતાં. રાસમાંથી નવ મતાદાર અને પટેલનાં રાજીનામાં આવ્યાં હતાં.

## હવે દારૂ નહિ વેચું

ખાસ નોંધ લેવા લાયક તો એ હતું કે રાસના એક રહેવાશીએ હમણાંજ દારૂનું પીઠું રાખ્યું હતું. તે પીઠાનું રાજીનામું આપ્યું ને હવે પછી દારૂ ન વેચવાનું વચન આપ્યું છે એમ જણાવવામાં આવ્યું હતું.

## ગાંધીજીનું ભાષણ

દરબાર સાહેબ, ભાઇઓ અને બ્હેનો,

બોરસદ તાલુકામાં આ કાંઇ મ્હારો પ્હેલો પ્રવેશ નથી. રાસમાં પણ પ્હેલો પ્રવેશ નથી. રાસનાં કેટલાં મીઠાં તેમજ કડવાં સ્મરણો હજુ રહી ગયાં છે. રાસના લોકો જોડે કેટલી વાર રગજગ કરવી પડી હતી તે હજુ યાદ છે. પણ તમારી બતાવેલી હિંમત નથી ભુલ્યો.

## રાસનો વિશેષ ધર્મ

આજે તો રાસ પર જવાબદારી આવી છે. સરદાર વલ્લભભાઇ અમદાવાદથી નીકળ્યા ત્યારે પકડાશે એવો નહતો એમને ખ્યાલ કે મને. હું અને એ તો માનતા કે એઓ મારા પછી પકડાશે. એ તો ખેડા જીલ્લામાં મારો રસ્તો સાફ કરવા આવ્યા

હતા. પણ પ્રથમ પકડાવાનું માન એમને રાસમાં મળ્યું એટલે રાસનો ધર્મ વિશેષ થયો. રાસ ઉપર એમનો વધારે હક્ક. રાસમાં ભાષણ આપશે એમ ધાર્યું નહતું પણ તમારો પ્રેમ તમને અહીં ધસડી લાવ્યો અને ભાષણનો આરંભ કર્યો એ એનો ગુન્હો. તરતજ કલક્ટરે નોટીસ આપી, મેજીસ્ટ્રેટે કામ ચલાવી સજા કરી. આને સારૂ રાસ શું કરશે ?

## રાસમાંથી ૫૦૦ સૈનિકો લાવો

તમે મુખી મતાદારોએ રાજીનામાં તો આપ્યાં છે અને તેને સારૂં હું તમને મુબારકબાદી આપું છું. અને તેજ સાથે દારૂના પીઠાનું રાજીનામું આપનાર ભાઇને પણ મુબારકબાદી આપું છું. એનો ત્યાગ મુખી મતાદારો કરતાં વધારે છે. મુખી મતાદારો પૈસા ચોરે ને લે. બાકી એમને રાજીનામું આપવામાં કાંઇ ખોવાપણું નથી હોતું. પણ આણે તો ૫૦ રૂ. ઇજારાના આપ્યા. જો કે એ ધંધો ખરાબ છે, રાક્ષસી છે, છતાં પ્રમાણિક તો છેજ અને તેથી એનો ભાગ વધારે. મારે તો રાસને રાસના ધર્મનું પાલન કરાવવું છે. રાસમાંથી ૫૦૦ સૈનિકો મીઠાના કાયદાનો ભંગ કરનાર ને જેલ જનાર મળશે એટલે મ્હારૂં પેટ તો ભરાશે. આજે મઠાનો કર છે કાલે રોટલીની વાત આવશે. ૧૦૦ રોટલી પાછળ એક પાઇનો કર લે તે કાંઈ મોટી વાત ન કહેવાય ને સરકારની તીજોરી ભરાય. પણ એ કેમ ઉઘરાવે ને કેટલો ત્રાસ થાય એનો કાંઇ વિચાર !

## મીઠું ઝૂંટવી તો જુઓ !

ઇંગ્રેજ સરકાર આવી ત્યાર પહેલાં આવા કરો હોય એમ ઇતિહાસમાં તો કયાંયે નથી. એ ગરીબ કે બાળકના હાથમાંથી પણ પકાવેલું મીઠું ઝૂંટવી લઇ શકે. અરે ! આથી પણ વધારે

જુલ્મ કરી શકે. અમે મીઠું પકાવીએ તો ધરપકડ કરે, અમારી પાસે જે હોય તે લઇ લે. સરકાર અમારી પાસેથી મીઠું ઝૂંટવશે ત્યારે એને પણ ખબર પડશે કે કેટલી વીસે સો થાય છે ? સરકારને પણ મીઠું ઝૂંટવતા વિચારવું પડશે અને ઝૂંટવશે ત્યારે જોઇશું કે એ કેમ ઝૂંટવે છે ! પણ ત્યારે તમે શું કરશો ?

## સરદારને કેમ છોડાવાય ?

રાસના લોકો કે જેની પાસેથી સરદાર ઝૂંટવી ગયા તે શું કરશે ? તમારા ગામની એક ૮૦ વર્ષની ડોસીએ મને પૂછ્યું વલ્લભભાઇ છૂટશે. જો તમે કહો કે અમારે ન જોઇએ ખેતર ને ઘરબાર અને બધાજ બ્હારવટે નીકળી પડો તો અત્યારેજ વલ્લભભાઇ છૂટી શકે. જો આ તાકાદ હોય તો મને પૂછજો. હું માર્ગ બતાવીશ. અહિંથી ૫૦૦ સૈનિકો મળતાં મારૂં પેટ ભરાઇ જશે. સરદારને ત્રણ મહિના, ત્રણ અઠવાડીયાની જેલ તો આપણને કેટલી ? એવી ત્રિરાશી માંડીને સૈનિક ન થતા. ૫૦૦ કે પાંચ રાસમાંથી નીકળનાર સૈનિકોને આ રાજ્યનીતિનો નાશ ન થાય ત્યાં સુધી ઝૂઝવાનું છે. આ તો ધર્મયુદ્ધ છે અને ધર્મ તો માથા સાટે છે, જે મરણીઆ થાય તેજ ધર્મ લાવે. વલ્લભભાઇને તો આથી આપણે જરૂર છોડાવશું. પણ એ જેલમાં શાને સારૂ ગયા છે ? પૂર્ણ સ્વરાજ્યને સારૂ. મારો રસ્તો સાફ કરવાને સારૂ. તમે જે રાજીનામા આપ્યાં છે એ લોકોના દબાણથી આપ્યાં હોય તો એ દેશદ્રોહ છે.

## રાજનીતિનો દ્રોહ

રાજદ્રોહમાં ધર્મ પાલન છે. દેશદ્રોહ એ પાપ છે. આપણે રાજ્યકર્તાનો દ્રોહ કરવા નથી ઇચ્છતા પણ રાજ્યનીતિનો દ્રોહ કરવા ઇચ્છીએ છીએ. પણ તેમાં તમારી શક્તિની જરૂર છે. અત્યારે કેટલી બ્હેનો ખાદી પહેરીને આવી છે ? તમે કહેશો

કે ખાદીને ને જેલમાં જવાને ને દુઃખ સહન કરવાને શું સંબંધ છે ? દેશમાં જે જાગૃતિ આવી છે તે ખાદીને લઇને જ. એ સુતરના ધાગામાં પ્રાણ છે. એ આપણો ધાર્મિક સંબંધ કંગાલો જોડે જોડે છે. અને એમની અંતરની દુવાથી તો સ્વરાજ્ય નીચેથી ઉંચે આવશે. ખાદીનું કામ ન થયું હોત તો મીઠાનો કર દૂર કરી સ્વરાજ્ય લેવાની કલ્પના અશક્ય હતી.

## શુદ્ધ ખાદી પહેરો

કેટલાકે તો આજને સારૂ જ ખાદી ધારી છે અને તેમાંયે મીલની પણ ટોપીઓ હશે. અહીંથી તો બધું ધોળુંજ દેખાય છે. જેમ ઉજળું એટલું દુધ નથી તેમ ધોળી એટલી ખાદી નથી. અને એથી હું ભોળવાવાનો નથી. ન્હાનોએ ત્યાગ ન કરો તો મોટો ભોગ કેમ આપશો ! વિલાયતી કપડાં ફેંકી દેજો. ખાદી પહેરો અને બધાંજ કાંતતા થઇ જાઓ. મારે કહેવાનું કહી ચૂક્યો. ઈશ્વર તમને એ ધર્મપાલન કરવા શક્તિ આપો.

---

# મનઝિલ તેરમી : કનકાપુરા



તા. ૧૯ માર્ચ : સાંજ

આજે ૧૯ મીએ રાત્રે આઠ વાગે રાસથી ઉપડેલો ગાંધી-જીનો કાફલો કનકાપુરા આવી પહોંચ્યો. અહીં સભામાં વીશ હજાર માણસની મેદની જામી હતી.

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

બોરસદ તાલુકાનું આ છેલ્લું ગામ છે. થોડા જ સમ-યમાં અમે મહી નદી ઉતરી ભરૂચ જીલ્લામાં પ્રવેશ કરશું. આ ગામમાં મુખ્યત્વે ગરાશીઆઓ છે. તમારો પરિચય ખેડા

જીલ્લામાં કામ કરતો ત્યારે થયો છે. તમે બહાદુરી સારૂ પંકા-
યલા છો. પણ દોષો છે તેને લઇ તમારી ચઢતી થતી નથી.
તમે કેટલાક સુધારા કરેલા છે, તેને માટે ધન્યવાદ આપું; પણ
હજુ ઘણુંયે કરવાનું બાકી છે. અને કરો તો તો આખા હિન્દુ-
સ્તાનમાં તમારૂં નામ પંકાય.

## મારાં જીવનની છેલ્લી યાત્રા

આ મેં ધર્મયુદ્ધ આરંભ્યું છે અને પગપાળા મુસાફરી કરી
રહ્યો છું તેનું કારણ ઉંડું છે. આ તો ધર્મયાત્રા છે--મ્હારા જીવ-
ની છેલ્લી યાત્રા છે. માણસ યાત્રાએ નીકળે ત્યારે વાહન ન વાપરે
એ પરંપરાથી ચાલતી આવેલી રીત છે. યાત્રામાં કષ્ટ સહ્યું
હોય, લોકોનાં સુખદુ:ખ જોયાં હોય ત્યારેજ યાત્રા કહેવાય.
આનો લાભ વિમાન મોટર કે ગાડામાં બેસી યાત્રા કરનાર નજ
લઇ શકે. બચપણમાં માનતો કે ધર્મયાત્રા પગે ચાલીનેજ થાય
અને હજી સાઠ વર્ષે પણ એમજ માનું છું. હિંદુસ્તાનમાં ૩૦
કરોડનાં દુ:ખ જોતાં અસહ્ય થઇ પડયાં છે. આ રાજ્યતંત્રનો
નાશ કરેજ છૂટકો. આ રાજ્યમાં રંકથી રાય સુધી બધાંજ
દુ:ખી છે. આપણા રાજાઓને પણ એ નચાવે તેમ નાચવાનું છે.

## રાક્ષસી રાજ્ય

આ રાજ્ય દારૂનો તો વેપાર કરે છે. એમાંથી ૨૫ કરોડ
રૂપીઆ મળે છે. આ તો રાક્ષસી રાજ્ય છે. આ રાજ્યનીતિ
ભલે બળો. એનો સંહાર કરવો એ આપણો ધર્મ છે. તમારે
તો મીઠું પકાવવા નદી પાસેજ છે. હું જલાલપોર પહોંચીશ ત્યારે
કહેવાનો છું કે મીઠું કરો, બ્હેનો પણ મીઠું કરે અને જેલ
જવું પડે તો જાય-દુ:ખ સહન કરે. માર સહન કરજો, ગોળીબાર
કરવા કહે તો મરી જવું; તમારા હાથ ન વાપરશો. આપણે
મીઠાનો કર અને એવાં બીજાં દુ:ખો કાઢી નાંખી શકીશું.

## પેટ ન ભરાય તો ફોડી નાંખો

આજે તો મુખી તળાટી ને રાવણીઓ એ ગામના રાજા છે. હું તેમને બધાને નોકરી છોડી દેવા વિનવું છું. તમે નોકરીને બાળી નાંખો. તમારૂં પેટ ન ભરાય તો પેટને ફોડી નાંખો. એની નોકરી છોડી એટલે એ સરકાર ઠુંઠી થવાની. આપણે સરકારના હાથ પગ છીએ. તમારે તો મીઠું ગામને પાદર છે. દરબારને પૂછજો, રવિશંકરને પૂછજો ને તે કહે ત્યારે મીઠું બનાવવા દોડી જજો. એટલે મીઠાનો કર જશે ને સરદારને પાછા લાવશું ને સ્વ-રાજ્ય સ્થાપશું.

### શુદ્ધ થાવ

તમે બધાજ ખાદી પહેરતા થઇ જાવ. રેંટીઆ અને તક-લીઓ ચલાવતા બની જાવ. દારૂ છોડી દેજો. દારૂ પીવો એ મહા પાપ છે. દારૂ પીનાર વ્યભિચાર કરે એને ભાન ન રહે–કોણ મા બ્હેનને દીકરી છે તેનું. તમે હાથ ચોકખા રાખજો. એટલે મારફાડ ચોરી ન કરશો. આ રાજ્યનીતિ મેલી છે અને એથી એનો નાશ કરવાનો છે. જો આપણે શુદ્ધ હોઇએ તોજ તેમ કરી શકીએ.

(ભાષણ પુરૂં થતાં રવિશંકરે જણાવ્યું કે કલેકટરને અને અન્ય સરકારી અમલદારોને પાણી ભરવા માણસ નથી મળતું.)

ગાંધીજીએ જણાવ્યું હતું કે જ્યારે તેઓ પ્રજાના કલેકટર બનશે, જ્યારે ગામડાની સેવા કરશે ત્યારે ગામડાના માણસો પણ તેમની સેવા કરશે. તમે માંદા પડયા હશો ત્યારે સારવાર કરશું. કલેકટર તરીકે નહિ પણ એક ઇન્સાન તરીકે. તમે નવા યુગમાં સેવક તરીકે આવશો ત્યારે બધું મળશે.

રાજા એટલે પ્રજાનો સેવક. પ્રજાને રંજાડે એ રાજા નહી.

---

# મનઝિલ ચોદમી : કારેલી



તા. ૨૦ માર્ચ :સાંજ

કનકપુરાથી રાત્રે ૧૧ વાગે મહી નદી ઉતરવા કુચ આદરી. કરાડો ઉતરતો ઉતરતો સંઘ નદી કિનારે આવી પહોંચ્યો. હોડીઓ તૈયારજ હતી. બધાએ હોડીમાં બેઠા. રાત્રિની શાન્તિમાં એ વિશાળ નદીમાં સફર આદરી. ભજનની ધૂન ઓર જામી હતી. હોડીમાંથી સામે કાંઠે ઉતર્યા, બાદ પાણીને કાદવમાં પગ ઘુંટણથી વધુ ખુંચી જતા હતા. નદી કિનારેજ રાત્રે મુકામ રાખવાનો હતો. નદીથી થોડે દુર ખુલ્લામાં માંડવા બાંધેલા.

હતા ત્યાં ૧ વાગે પહોંચ્યા. બાપુજીને પાણી ને કાદવમાં થોડે સુધી લાકડી ઉપર લઇ લીધા હતા. જરાક ચાલી શકાય તેવું આવતાં તો ચાલવાનું આરંભ્યું જ.

## રાષ્ટ્રપતિનું આગમન

સવારના ચાર વાગે જવાહરલાલ નહેરૂ એ નદી ઓળંગી આવી પહોંચ્યા હતા. આજે બપોરના દરેક સૈનિકો જોડે તેમને વાત થયેલી. તેમણે જણાવેલું કે સરકાર તમને બધાને નયે પકડે. તમને માર મારે ત્યારે પાછા ન હઠશો. ખાસ જાણવા જેવી વાતચીત થઇ નથી. કારણ સમય ઘણોજ થોડો હતો અને તેમને જવાનો વખત થઇ ગયો હતો.

કારેલીમાં આસપાસના ગામડાના માણસોની મોટી મેદની જામી હતી. શરૂઆતમાં ડૉ. ચંદુલાલે ભાષણ આપ્યું હતું.

## ડૉ. ચંદુલાલની હાકલ !

પૂજ્ય બાપુજી, બ્હેનો અને ભાઇઓ

ભરૂચ જીલ્લામાં અમને ભય હતો કે બાપુજી રખે નહિં આવી શકે. પણ ઇશ્વરની કૃપાથી આ ખેડા જીલ્લાની ખરી લાગણીથી આપ અહીંઆ છો. ભરૂચ જીલ્લામાં ભારે ચળવળ ન ચલાવવા છતાં દરેક ખેડુત ઇચ્છે છે કે આ દુઃખ જાય તો ઠીક. આ સભા ભરાઇ છે તે સરકારનો ત્રાસ કેટલો છે તે બતાવે છે. ખેડુત માત્ર આ સરકારથી ત્રાસી ગયા છે. હિન્દુ મુસલમાનની વસ્તી ઘણી હોવા છતાં સારા મુસલમાન મુખી પટેલો રાજીનામાં આપશે. મેં પોણા ત્રણ લાખની વસ્તીમાંથી પાંચ હજાર સ્વયંસેવકોની માગણી કરી છે. આપ જોશો કે પ્રાણ જતાં પણ આ જીલ્લો લડતમાં પાછો નહિં પડે.

## ગાંધીજીનું ભાષણ

ભરૂચ જીલ્લામાં આ લડતને અંગે મારો પહેલો પ્રવેશ છે. સ્વાગત કાજે આભાર—આપણાં ને ભરૂચનાં સદ્દભાગ્યે પંડિત જવાહરલાલ પહેલાજ અહીં આવ્યા ને આવવા સારૂ આખી રાતનો ઉજાગરો વેઠયો. રાત્રે ખાડી ઉતરી અહીં આવ્યા.

ઇશ્વર અનુકુળ હશે તો વળી એમને અને બીજા અમદાવાદ આવેલ મહાસભા સમિતિના સભ્યોને પરમ દિવસે આપણે ભરૂચ જીલ્લામાં જોશું.

### ૪૦૦ ગામના રાજીનામા જોઇએ

ચન્દુભાઇ તો મારા જેવા આશાવાદી રહ્યા એટલે મોટી આશા બતાવેજ. પોણાત્રણ લાખમાંથી પાંચ હજાર એ વધારો પડતું તો નજ કહેવાય અને હું તો ઇચ્છું કે ૪૦૦ ગામના મુખી મતાદાર ને રાવણીઆ રાજીનામા આપે. પણ એ તો સતયુગની વાત અને જો એટલાં રાજીનામાં મળે તો તો કોઇને જેલમાં પણ ન જવું પડે. પણ તમારા રાજીનામા નાટકી ન હોય. તમને આ સરકારની રાજ્યનીતિ ઉપર રાગ ન હોય.

### ત્યાગ સાથે વૈરાગ્ય જોઇએ

નિષ્કુલાનંદે ગાઇ બતાવ્યું છે કે "ત્યાગ ન ટકેરે, વૈરાગ્ય વિના" મુખીપણા માટે રાગ ન છુટયો હોય તો તો તમે રાજીનામાં ન આપો. તેમાં કાંઇ હિન્દુસ્તાનનું ભલું નથી થવાનું. મુખીમાં બહાદુરી આવવી જોઇએ. કલેકટર કે અન્ય અમલદાર લાંચને ડર આપતાં કહે કે અમને એ નજ જોઇએ ત્યારે એમનો ત્યાગ મને ભાવે. એવા ત્યાગ ૪૦૦ ગામના મુખી મતાદારોને રાવણીઆઓ કરે તો વાંચ્છીએ છીએ તે મળી જાય. અને તેની પહેલ તરીકે આ મોતીભાઇનું રાજીનામું, રણછોડ-

ભાઇનું રાજીનામું ને અન્ય મતાદારના રાજીનામાં. મુખી મતાદારની હિંમત માટે ધન્યવાદ આપું છું.

## અંધેરી નગરી ને ગંડુ રાજા

હું શું કરવા નીકળ્યો છું અને મારી સાથેના બધા ભાઇઓ શું કરવા જાય છે તે જણાવી દઉં. વીઘોટી પણ ગેરઇન્સાફી કરે છે પણ તે બધાને નથી ભરવી પડતી, પણ એના કરતાંએ એક જુલ્મી કર છે કે જે બાળક બચ્ચાંઓ, સ્ત્રીઓ ગરીબ અને પૈસાદાર દરેકને સરખો આપવો પડે છે. ગરીબને ઓછો ને કરોડપતિને વધારે એમ નથી. ગરીબ તો વધુ મીઠું ખાય. ગરીબને તો એ એકજ રોટલામાં સ્વાદ લાવવા મશાલો એટલે એને તો વધારે કર આપવાનો અન્યાય એ રાક્ષસી છે. આવા કર નાખવામાં આવે તે રાજ્યને પણ હું રાક્ષસી કહું છું. ગુજરાતીમાં એક કવિતા છે. અંધેરી નગરી ને ગંડુ રાજા. અહીંઆ તો સાત લાખ ગામડામાં અંધેર રાજ્ય વર્તે છે અને કરના બદલામાં શું આપે છે એ મને ખબર નથી. એક સમય એવો હતો કે દરેક ગામડામાં નિશાળ હતી. અંગ્રેજી રાજ્યમાં નિશાળો ઘટી છે.

## ધર્મ રાજ્ય જોઇએ

એ રાજ્યનો નાશ કરવો જોઇએ કે જ્યાં ગરીબનું રક્ષણ ન થાય. આપણે તો એવું ધર્મરાજ્ય સ્થાપવું છે કે જેમાં ગરીબમાં ગરીબનું પણ રક્ષણ થાય. ગરીબનું પણ સંભળાય. હિન્દુ, મુસલમાન, પારસી ખ્રિસ્તી દરેકને એકજ પ્રકારનો ન્યાય મળે. અત્યારે તો જોરાવર ફાવે છે. જે સરકારને ડરાવે તે ફાવે. બળીઆના બે ભાગ. આપણને તો નબળાને ને બળીઆને સરખું મળે એવું રાજ્ય જોઇએ છે.

## આ રાજ્યના પ્રતાપ ?

જુઓને આ આવેલ બહેનોના શરીર ઉપર એનાં પોતાનાં બનાવેલા કપડાં પણ નથી. પહેલાં એવો સમય હતો કે જ્યારે દરેક માણસ પોતાનાં ઘરેજ બનેલાં કપડાં પહેરતો. ત્યારે આપણાં ગામડાની આબાદી હતી. આજે એ નૂર ઉડી ગયું છે અને તે આ રાજ્યનો પ્રભાવ છે.

## આટલું કરજો

તમે મુખી મતાદારો રાજીનામું આપો એ તો સુંદર છે જ. પણ સ્વયંસેવક નીકળજો. મીઠું પકવાય એટલું પકવજો. તમે તો મીઠું એમને એમ પણ મહીનાના કેટલા દિવસ લઇ શકો છો. પણ આખરે આ તો અંધેરી રાજ્ય એટલે ન્યાય એવો છે કે મણ મીઠા ઉપર દરીઆના કર ચડયા છે. અને એમને એમ લે તો ગુનો. મીઠાનો કર નીકળે એટલે સ્વરાજ્યનું એક પગથીયું ચઢયા. જો કે અત્યારે હું બ્હેનોની મદદ માગતો નથી પણ વખત આવે બ્હેનોને પણ મદદ કરવી પડશે. પણ ત્યાં સુધી બ્હેનો શું કરશે ? બ્હેનો તમે તકલી કે રેંટીઓ ચલાવી શકો છો. અને કાપડ તૈયાર કરી શકો છો ! ગાયકવાડી રૈયત પણ સરકારી હદમાં મીઠું તૈયાર કરે અને તેમ ન કરે તો ખાદીનું કામ તો કરે. હજુ અવસર છે, જે કરશું તે ઉગી નીકળશે. મદ્યપાનનો ત્યાગ કરજો.

ઇશ્વર તમને આ બધું સમજવા અને પાલન કરવા બુદ્ધિ અને શકિત આપો.

આજે જવાહરલાલ સાથે ગાંધીજીને વાત થયેલ તેમાં ભવિષ્યમાં શું કરવું ! એ વાત કરતાં જવાહરલાલે જણાવેલું કે મીઠા સાથે બીજા કરોનો સવિનયભંગ કરવો કે કેમ ! તેના ઉત્તરમાં ગાંધીજીએ હમણાં તો એકજ પ્રશ્ન ઉપર ખુબ ભાર મૂકેલો.

# મનઝિલ પંદરમી : ગજેરા



ત. ૨૧ માર્ચ : સવાર

૨૧મીએ સવારના કારેલી ગામની વિદાય લઈને મહાત્માજીનો મુકામ ગજેરા જવા નીકળ્યો. સૈનિકોમાંથી દસેક માંદા પડેલા તેમને ભરૂચ મોકલવાનો બંદોબસ્ત કરી દીધો. તેમની મુલાકાત લઈ ગાંધીજીએ કૂચ આદરી. વેડચ ગામમાં આંબાવાડીમાં વિસામા જેવું ગોઠવ્યું હતું ત્યાં દસેક મીનીટ બેસીને પ્રયાણ શરૂ કર્યું. ૮–૩૦ વાગે ગજેરા આવી પહોંચ્યા. ત્યાં આમ્રકુંજમાં સુંદર ઉતારો રાખવામાં આવેલો હતો.

## અંત્યજો દૂર કેમ ?

સભામાં આવતાં પહેલાં ગાંધીજીએ શ્રી. પુરાણીને બોલાવીને બોલાવી પૂછી જોયું કે શું ખરી વાત છે કે અંત્યજો સભાથી

દૂર બેઠેલા છે? છોટુભાઇએ ખરી વાત જણાવી કે અંત્યજો સભામાં આવે તો તેમને બીજે દિવસે સતાવવામાં આવે. ગાંધીજીએ સભામાં આવતાંજ દૂર બેઠેલા અંત્યજો તરફ દૃષ્ટિપાત કર્યો અને તેમની સૂચના મુજબ સૈનિકો પણ તેમની વચમાં જઇને બેઠા હતા. આ વસ્તુસ્થિતિ જોતાં તેમનું દિલ ખૂબ દુભાયું.

### પાછા ગયા

આજે ત્રણ મદ્રાસી સૈન્યમાં જોડાવા આવેલા હતા. તેમને વચમાં નજ લઇ શકાય એમ મહાત્માજીએ જણાવ્યું અને તેથી તેઓ આજે આશ્રમમાં પાછા ગયા છે.

## ગાંધીજીનું ભાષણ

આજે આપણને સાત મિનિટ મોડું થયું છે. હું મોડો આવ્યો તેનું કારણ તમે જાણો છો. હું આવવાની તૈયારી કરી રહ્યો હતો તેવામાં મને ખબર મળી કે સભામાં અંત્યજોને જુદા બેસવાનું છે. આ મુસાફરીમાં આ મ્હારો પહેલો અનુભવ છે. અંત્યજો અહીં બેસે તો ખરા પણ બીજેજ દિવસે માર પડે. આપણે એમના ઉપર ત્રાસ વર્તાવીએ અને સરકાર આપણા ઉપર ત્રાસ વર્તાવે એટલે છેદ ઉડી જાય અને પરીણામ કાંઇજ આવે નહિ. વાસણામાં મને ગામ બહાર ઉતારો આપેલો ત્યારે મને શક ગયેલો કે મારી સાથે અંત્યજો છે તેમને દૂર રાખવા એમ કર્યું હશે. પણ મારી શંકા સભામાં દર્શાવતાં તેમણે જણાવ્યું કે મારી સગવડ ખાતરજ ખાસ આંબાવાડીમાં ઉતારો રાખેલો. તે પછી તો હું મંદિરમાં પણ રહ્યો છું. નડીઆદમાં સંતરામના મંદિરના મહારાજની મહેમાનગીરી મેં ચાખી છે. એમને ખબર હતી કે મારી સાથે મુસલમાન પણ હોય અને અંત્યજો પણ હોય, બધાજ હોય. એક વાર શિવાલયમાં પણ

ઉતર્યો છું ત્યાં કોઇ જાતની અડચણ નડી નથી. આપણા ચંદુભાઇ બધાના મોં સાફ કરે છે ત્યારે સારૂં લાગે છે. એ તો અંત્યજો ને મુસલમાનોના બધાના દાંત કાઢે છે. એમના શસ્ત્ર ને હાથ આપણા મોમાં નાખવા દઇએ છીએ અને છીટ છાટ નથી કરતાં. ભરૂચ જીલ્લાનું આ બીજું ગામ છે અને ત્યાં આ જોઇને મને બહુજ દુઃખ થાય છે. આપણે આ સ્વરાજ્યના વરઘોડામાં ભેદ રાખીએ એ ઠીક ન કહેવાય હું તો સ્વરાજ્યને વરઘોડે ચઢયો છું તે ઉતરૂં એમ નથી. કટકા થઇ જાય તોયે ભલે અને સ્વરાજ્ય લઇને સાબરમતી જાઉં તો યે ભલે.

## અંત્યજો વિના સ્વરાજ નથી

પણ આપણને એ સ્વરાજ નજ જોઇએ. એવું સ્વરાજ્ય મળે તો પણ એ સ્વરાજ્ય નથી. એથી તો આપણને અંત્યજ ઉપર જુલ્મ કરવાની સત્તા મળી. તમે જાણો છો કે હું તો બધાને ઘેર જવાનો છું. મને પોતાને તમે અંત્યજ માનજો. મારી પાસે તો અંત્યજ પારસી મુસલમાન બધાજ છે. સ્વરાજ્યની લડત એ તો ધર્મની લડત છે; એમાં ભેદ નજ રાખી શકાયે અને રાખીએ તો આપણે સરકારી અમલદારના કહેવા પ્રમાણે વેઠ પણ કરવી પડે, નચાવે એમ નાચવું પણ પડે. અમલદારોની ગાળો પણ ખાવી પડે, બધુંજ કરવું પડે. પણ હવે તો સત્યાગ્રહીઓનું એક ઝુંડ ઉભુ થયું છે. અમે તો તમારા પરોણા છીએ. પણ પેલા બેઠા છે એ મારા સાથીઓ છે. અંત્યજોની તમે સેવા લેનાજ હશો. શું તમે ઇચ્છો છો કે તેઓ દૂર બેસી રહે? તેમને અહીં બેસવાનું કહું તો તમારામાંથી કોઇને વાંધો છે? તમે ના કહેશો તો હું ભાષણ તો કરીશ પણ તેમની પાસે બેસીને કરીશ, નહિ તો એમને અહીં આવવા દો.

## અંત્યજોને અપનાવ્યા

( આ પ્રસંગે ડૉ. ચન્દુભાઇએ કહ્યું. ગંગાના પાણી કદી અભડાતાં નથી. જો તમે તમારી જાતને ગંગા જેવી પવિત્ર માનતા હો તો અંત્યજોને જુદા ગણુશો નહિં. આ પછી ગામ લોકોની પૂર્ણ સંમતિથી સર્વ અંત્યજો ને સૈનિકો સભામાં દાખલ થયા. પછી મહાત્માજીએ ફરીથી ભાષણ ચાલુ કર્યું હતું.)

ભાઇઓ ને બ્હેનો !

તમે ખચીત માનજો કે આજે તમે પુણ્ય કામ કર્યું છે. અને એક પગથીયું સ્વરાજ્ય તરફ આગળ વધ્યા છો. હું તમને એક પણ પાપનું વચન કહેવાનો નથી.

મારા સાથીઓમાંથી જેમણે ભજન કરાવ્યાં તેઓ બ્રાહ્મણ છે અને એમ માને છે કે અંત્યજો અને મુસલમાનો સાથે ન ભળવામાંજ પાપ છે. તમારે જાણવું જોઇએ કે અયોધ્યામાંથી રામ નીકળ્યા અને સરયુ નદી ઉતર્યા ત્યારે તેમને નદી પાર ઉતારનાર નિષાદ અંત્યજ હતો. તમે સમજજો કે હું તમને અધર્મની નહિ પણ ધર્મની વાત કરૂં છું.

## ચોર રાજ્ય

જે રાજ્ય નીચે આપણે પાયમાલ થઇ ગયા છીએ, જે રાજ્યમાં મીઠાં જેવી વસ્તુ માટે પણ સૌને સરખો કર આપવો પડે છે તે રાજ્ય શી રીતે ટકી શકે ? જેમ હવા ને પાણી તેમ મીઠુ પણ ગરીબ ને તવંગરને સરખુંજ જોઇએ. આપણે સરેરાશ માણસ દીઠ ૨૦ શેર મીઠુ જોઇએ છે. એવા મીઠા પર સરકાર જકાત લે છે, અને તે પણ એવી રીતે કે આપણને ખબર પણ નથી પડતી કે શી રીતે લે છે? અને તેથી હું આ રાજ્યને ચોર કહું છું. આ રાજ્યની નીચે રહેવું તે પાપ છે. નવજીવનમાં

વેનરાજાનું ચરિત્ર આવી ગયું છે. એમાં રાજા તરફનો ધર્મ સમજાવ્યો છે. હું તો એ પાપમાંથી મારા મનથી છૂટી ગયો છું.

## કીડી પર કટક

આપણે જાણીએ છીએ કે આપણામાં પ્રપંચો ભરેલા છે. નહિ તો અનિષ્ટ બાબતનું નામ શું કરવા લઇએ? આપણે પાપી રાજનો નાશ કરવો છે પણ તે સવિનયભંગથી. લાકડીની વાત બાજુએ મૂકીએ ને આપણે ત્રીસ કરોડ એક એક કાંકરો લઇએ તો પણ બસ છે. પણ આપણે એ ધંધો કરવો નથી. લોકો કહેશે કે લાખ ઉપર ત્રીસ કરોડ કેમ તૂટી પડયા ? એ તો **કીડી ઉપર કટક લઈ જવા જેવું થાય.** એમને મારી આપણે જઇએ કયાં ? આપણે એમને મારવાનો ધંધો નથી કરવાનો ને એમનાથી ડરવાનું પણ નથી. અત્યારે મીઠાના ભંગ સામે લડત ચલાવી છે. જેમાંથી જે શાંતિ આવશે તેમાંથી બધા જ અન્યાયી કર રદ કરાવી શકાશે; એટલે ઇંગ્રેજને પણ ખબર પડી જાય અને ભાગવું હોય તે ભાગી જાય અને રહેવું હોય તો આપણા રાજ્યતંત્રના સેવક અને આપણા ભાઇ થઇને રહે. જો એમને આપણા ભાઇ થઇને રહેવું હોય તો ભલે રહે. બીજી કોઇ પણ શરતે એમને ન રાખી શકાય. આ લડતમાં હું તમારો સાથ માગું છું.

## સૌ રાજીનામાં આપો

અહીંથી ઘણાંએ ચંદુભાઈના હાથમાં રાજીનામાં મૂકયાં છે. બારડોલીમાં તો તલાટીઓ પણ રાજીનામાં આપવા તૈયાર છે. શું બારડોલી એકલુંજ સરદારનું ? સરદાર કાંઈ બારડોલીના જ ? એ તો ગુજરાતના છે, આખા હિન્દુસ્તાનના છે. માટે હું તો ઇચ્છું કે મુખી, તલાટીઓ, મતાદારો અને રાવણીઆ બધાયે રાજીનામાં આપે.

## મહી નદીમાંથી મીઠું બનાવજો

હું જલાલપુર દાંડી— પહોંચીશ અને જો સરકાર મને ન પકડે તો મીઠું બનાવવાનો અને ત્યારે તમે સુખેથી આ મહીને કિનારેથી મીઠું બનાવજો અને એમ કરતાં જેલમાં લઇ જાય તો જજો. બ્હેનો તમે પણ તૈયાર રહેજો. હમણાં હું બ્હેનોને આ લડતમાં લેવા નથી માગતો. કારણ અંગ્રેજ અમલદારો કહે કે સ્ત્રીઓને લઇને નીકળ્યા એટલે શું કહેવું ? ઘણીએ બ્હેનોએ મ્હને લઇ જવાની વિનંતિ કરી છે. તમે પછી આવજો.

## શુદ્ધિનો યજ્ઞ

આ તો આપણે શુદ્ધિનો યજ્ઞ માંડયો છે એટલે તમારે ખાદી પહેરવી જોઇએ. બ્હેનો ! તમારે પણ પહેરવી જોઇએ અને જેમ ઘઉંમાંથી તમે રોટલો બનાવો છો તેમ કપાસમાંથી તમે ખાદી બનાવતાં શીખી જાવ. જે પ્રમાણે આજે કર્યું છે તે પ્રમાણે અંત્યજોને અપનાવજો. મુસલમાન ને અંત્યજો સૌ સાથે રહેશો તો સ્વરાજ્ય વહેલું આવે. ઇશ્વર તમને આ વિચારવાને ને સમજવાને શકિત આપો.

---

# મનઝિલ સોળમી : અણખી



તા. ૨૧ માર્ચ : સાંજ

ગાંધીજીનું સૈન્ય ગજેરાથી અણખી આવવા સાંજના ૬ વાગે ઉપડયું અને ૭–૩૦ વાગે ચાર માઇલ દૂર અણખી આવી પહોંચ્યું. ગામ લોકોએ સરકારી અમલદારને કોઇ પણ જાતની મદદ નહિ કરવાનો અને કરે તેનો રૂ. ૫–૦–૦ દંડ કરવાનો ઠરાવ કર્યો હતો.

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

પ્રથમ તો મારી પાસે મુખી બાવાભાઇ ગુલાબભાઇનો કાગળ છે અને તે મામલતદાર પર લખેલો છે. શિવાભાઇએ પહેલાં

રાજીનામું આપેલું અને વળી પાછું ખેંચી લીધું હતું અને ફરીથી રાજીનામું આપે છે, એ રાજીનામું દબાણને લીધે અપાતું હોય તો તેની કીંમત નથી. તેમણે તા. ૧૩ મીએ રાજીનામું વળી પાછું ખેંચી લીધું ને વળી પાછું આપવા તૈયાર થયા છે. આવા માણસો નથી સરકારને કામ લાગતા કે નથી પ્રજાને કામ લાગતા. કદાચ એમણે ડરતા પણ પાછું ખેંચી લીધું હોય, નહિં તો પટલાઇમાં મળતું શું હશે ? પગાર પેટે તો વર્ષે ૩૦ રૂપીઆ મળે છે. પટેલ એટલે મોટો ગણાય, એને લોકો પર ત્રાસ છોડવાનો હક મળે છે. આવી પટલાઈ શું કામની ? જો પટેલ શુદ્ધ થાય તો તો એ પટલાઇ હાંસડીરૂપ બોજો છે. એમાં માન તે શું હોય ? જે વખતે પ્રજા સરકારથી નારાજ થઇ ત્યારે એ પટલાઇ બોજો છે. વડા ન્યાયાધીશને પણ બોજો છે. પેલા સુરત જીલ્લાના આસી૦ કલેકટર શિવદાસાનીએ કર્યું એમ બધાજ કરી શકે. એણે તેમ કરી કશુંજ ગુમાવ્યું નથી. નથી એણે પૈસા ગુમાવ્યા કે પ્રતિષ્ઠા ગુમાવી. એ તો માન આબરૂ કમાયા છે.

### બહિષ્કારનો

જ્યારે પ્રજા વફાદાર મટી જાય, ત્યારે અમલદારોની સ્થિતિ ત્રાસદાયક થાય. એમને લોકો કાંઇજ ન આપે. અહીં એવો રિવાજ છે એમ મેં સાંભળ્યું છે કે અમલદારને લોકો પાણી અનાજ દિવાસળી કાંઇજ નથી આપતા અને એમ કરવામાં તમે ખોટા નથી. એમ કરવાનો લોકોનો હક્ક છે-ધર્મ છે. એમને ભૂખે મારવાનો આપણો ધર્મ નથી પણ જોર કરીને માગે તો કાંઇ પણ ન મળે. એક ભાઇ તરીકે આપણે એને બધું આપીએ, પણ અમલદાર તરીકે તો કાંઇજ ન આપીએ.

### મારા બ્હારવટાંનો ધર્મ

જે ધર્મને વશ થઇને સરકાર સામે હું બ્હારવટે નીકળ્યો

છું તે ધર્મ તમે સમજી લો. ડાયરશાહી શબ્દનો ઉપયોગ મેંજ કર્યો. ધારો કે એ પંજાબમાં જુલ્મ કરનાર ડાયર મને ગોળી મારે અને તરતજ તેને સર્પ કરડયો હોય તો હું તો સર્પદંશ ચૂસીને એનું ઝેર ઉતારૂં, એવું મેં તો પહેલાં કરેલું છે. ટ્રાન્સવાલમાં જેણે મને મારેલો અને જ્યારે હું સ્વસ્થ થયો ત્યારે મેં સરકારને તેને છોડી મૂકવા કાગળ લખેલો અને એ છુટયો પણ હતો. એજ ધર્મથી હું સરકારને શીખવીશ કે તેમની રાજ્યનીતિ ભૂલભરેલી છે.

## રાજ ગયું સમજજો

જો નહિં સમજો તો તમારૂં રાજ્ય ગયું સમજજો. આજે એંશી માણસો નીકળ્યા છે તે ખરા શુદ્ધ દિલથી નીકળ્યા છે અને તેથીજ હું ૮૦ ના ૮૧ થવા દેતો નથી. એતો પ્રતિજ્ઞા કરી નીકળ્યા છે કે પ્રાણ જતાં પણ પાછા ન પડવું.

## અમલદારી દોર તોડો

હું કહું છું કે અમલદારને અમલદારીની રૂએ કાંઇજ ન મળે. એના ઘોડાને ઘાસ પણ ન મળે. ભાઇચારાની રૂએ એમને સીધું મળે, પાણી મળે. જો સલામ કરવા કહે તો નજ કરીએ. પંજાબમાં બન્યું તેમ બને, ત્યારેજ આપણામાં નૂર છે કે નહિં તે ખબર પડે. તમને સલામ કરવા કહે ત્યારે ના કહેજો. પેટે ચલાવવા માંગે તો નજ ચાલશો.

## મને સમજીને અનુસરો

હું આ લડતમાં તમારો સાથ માગું છું. હું રહ્યો ખરાબ માણસ એટલે સમજીને મારો સાથ કરો. પણ હૃદય ચોરીને સાથ કરશો તો ખરાબ થશો. હું મરી જઇશ તો મારૂં કાંઇજ જવાનું નથી. મારા મરણ પછી અંગ્રેજો તો મને તેમનો એક

મિત્ર માનશે. જો તમે મારા જેવા થશો તો કોઇ તમારો વાળ વાંકો કરનાર નથી.

## ખરાના ખેલ જોઇએ

આ લડતમાં એકલા નિશાળીઆથી જ કામ ન બને. હું નિશાળીઆને તો માગું જ છું. અને બધાને માગું છું. ૯૦ લાખમાં કાં શકિત નથી? ૪૦ લાખથી ૪૫ લાખ પણ મળે તે બસ પણ ખરાના ખેલ જોઇએ. ખોટાના ખેલ ન ચાલે અને આપણે ત્યાં ખોટાના ખેલ ચાલે છે. તે હું બતાવું. તમે જુઓ છો કે આ ગાદલું કેવું છે? તમે જાણો છો કે મને ખાદી શીવાય બીજું ન અડે એમ હું ઇચ્છું છું હું જાણું છું કે આપણા લોકો ડોળ કરે છે. જો પૂર્ણ ખાદી પહેરના હો તો જ ખાદીની ટોપી પહેરતા; નહિં તો નહિં. ખાદીની ટોપીની પાછળ રહેલી ભાવનાનું ખૂન ન કરો. ખાદીની ટોપી પહેરનાર સારો છે, અહિંસક છે, વિનયી છે, સદ્ગુણી છે, એવી શાખ પાડો. કોઇ વરરાજા ખાદીની ટોપી પહેરીને જાય છે? જાય છે તે બહુ જ થોડા. ખાદીની ટોપીની છાપ પછીથી તમારા હાથમાં છે.

## મીઠું બનાવવા માંડજો

એકેએક મુખીજ રાજીનામું આપે. આપણું કોઇજ સરકારને ન મળે. રાવણીઆ, તલાટી, મતાદાર બધાજ રાજીનામા આપે. તમે અંત્યજોને ન ધુતકારો અને બધાજ મીઠું બનાવવા તૈયાર થઇ જજો. હું દાંડી પ્હોંચી જાઉં પછી તમે બધાજ ભાઇ બ્હેનો મીઠું બનાવવા માંડજો.

**યથા પિંડે તથા બ્રહ્માંડે** એ સુત્ર યાદ રાખજો. તમે મીઠું બનાવવા માંડજો અને આખુ હિન્દુસ્તાન બનાવવા માંડશે. હું

અને મારા સાથીઓ નીકળ્યા તે એવી આસ્થાથી કે અમે એકલા નહિં પણ ૩૦ કરોડ નીકળ્યા છીએ. તમે બધા આજે નહિં તો કાલે નીકળશો. તમે સાચા થાવ ને તૈયાર થઈ જાવ.

## ધર્મરાજ્યની ઝંખના

તમને હું મીઠાનો સંદેશો સંભળાવવા આવ્યો છું અને તમે સાંભળવાને આવ્યા છો. ઇશ્વર તમને એ સમજવાને શક્તિ આપો. એ તમે સમજી જાવ એટલે મીઠાનો કર ગયો અને રામરાજ્ય સ્થપાયું—ધર્મ રાજ્ય આવ્યું. તે વખતે અમલદારો કહેશે કે હું તમારો નોકર છું, હું અમલ કરવા નહિં પણ તમારી સેવા કરવા આવ્યો છું. એવા યુગની હું ઝંખના કરૂં છું અને તમે પણ તેમ કરતા થઈ જાવ.

[અણખીમાં ૩૫ સ્વયંસેવકો મીઠાના કાયદાભંગને માટે તૈયાર થયા હતા]

# મનઝિલ સત્તરમી : જંબુસર



તા. ૨૨ માર્ચ : સવાર

અણખીથી ઉપડેલો સંઘ જંબુસર સવારના ૮-૩૦ વાગે આવી પહોંચ્યો હતો. આખું ગામ ગાંધીજીનાં દર્શન કાજે ઉલટયું હતું. સારૂં શહેર શણગારવામાં આવ્યું હતું. મુકામ એક જીનમાં રાખવામાં આવ્યો હતો.

પંડિત મોતીલાલ, જવાહરલાલજી તથા અન્ય અખિલ હિંદ મહાસભા સમિતિના મેમ્બરો આવ્યા હતા. સભા બપોરના ૩-૩૦ કલાકે રાખવામાં આવી હતી. સભામાં આઠ હજાર માણસની મેદની જામી હતી. બ્હેનો સારી સંખ્યામાં હાજર હતી. મહાત્માજીનાં આગમન પહેલાં બહેનો સ્વરાજ્ય ગીતો લલકારતી હતી. ૩-૪૫ કલાકે મહાત્માજી, પંડિત મોતીલાલજી ને અને જવાહરલાલજી આવી પહોંચ્યા. મહાત્માજી અને સર્વ વ્યાસપીઠ તેમને માટે મુકરરર કરેલ સ્થાને બેઠા કે તરતજ મહા-

ત્માજી પર ઉંચેથી પુષ્પવૃષ્ટિ થઇ—બધાજ હસ્યા. મંડપની ઉપર મહાત્માજીની ખુરશી ઉપર એક પેટી એવી રીતે ગોઠવવામાં આવી હતી કે દોરી ખેંચતા જ પેટી ઉઘડી જાય અને એમાં રાખવામાં આવેલાં ફુલો મહાત્માજી ઉપર પડે.

## મહાત્માજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો

હંમેશા મારી પાસે હોય તે કરતાં પણ આજે મારી પાસે વધારે કામ આવી પડયું છે. તમે જુઓ છો કે આજે મહાસભાના ઘણાખરા સભ્યો અહીં હાજર થયા છે. પણ તેમનાં ભાષણો તમે નહિં સાંભળી શકો માટે લાચાર: અને વખત પ્રમાણે અમારે જવુંજ જોઇએ એટલે મોટાં ભાષણોનો વખત નથી. અમારાં કરેલ સ્વાગત માટે હું તમને ધન્યવાદ આપું છું. આ પૈસા માટે ધન્યવાદ આપું છું અને મુખીઓએ જે રાજીનામાં આપ્યાં છે તેને માટે મુબારકબાદી આપું છું. તેમણે તો એદવાડમાંથી નીકળવાનું પુણ્ય કામ કર્યું છે. જે સરકાર મારફતે મીઠાના કર જેવી બેહુદી વસ્તુ થાય તેને વફાદાર શું રહેવું?

## આપ્યાં વચન પાળજો

મુખીઓ પણ અહીંઆ છે. તેમને કહી દઉં કે મામલતદારના ધમકાવ્યા ડરી ન જાય અને રાજીનામાં પાછાં ખેંચી ન લે. રાજીનામાં આપીને પાછાં ખેંચી લે એ તો બહુજ નુકશાનની વાત છે. એથી તો સ્વરાજ્યની લડત પાછી પડે. મનથી ન થઈ શકે તેનું દરદ નથી, વચન ન આપો તેની ફીકર નહિ, પણ એક વખત વચન આપ્યું તો પ્રાણાન્તે પણ પાળવું જ રહ્યું. જ્યારે હું દાંડી પહોંચ્યું ને પકડાઉં ત્યારે ઘણા માણસો મીઠું પકવવા

નીકળવાના છે. તમને બધાને મારૂં નિમંત્રણ છે. બ્હેનોને પણ તેટલું જ નિમત્રંણ છે.

## બ્હેનોને આશ્વાસન

તમે દાદાભાઈ નવરોજજીનાં પુત્રી ખુરશેદ બ્હેનને તો ઓળખતા હશો. તેનો આજે ધીગધીગનો પત્ર છે અને લખે છે કે તમે સ્ત્રીઓને રોકો છોજ શાને? અમદાવાદના અંબાલાલ સારાભાઈની પુત્રી મૃદુલા પણ આ લડતમાં ઝંપલાવવા અધીરી બની ગઈ છે. બ્હેનો! સમય આવે તમારે પણ તૈયારી રાખવાની છે.

## મુસલમાનોની દુઆ

મારી તરફથી તાર કે કાગળ છૂટતાં અગર ચંદુભાઈ કહે ત્યારે તમે બધા જ મીઠું બનાવવા મંડી જજો તેમ કરતાં સરકાર જેલમાં લઈ જાય તો જજો. જે કાંઈ સહન કરવું પડે તે સહેજો. દરેક ઠેકાણે તમે મુસલમાનભાઈઓએ નાનો મોટો ભાગ લીધેલોજ છે. મેં તેમની આંખમાંથી આ લડત માટે દુઆ જોઈ છે. હું જ્યાંથી આવું છું ત્યાં તો મુસલમાનોની વસ્તી થોડી છે પણ અહીં તો સારી પેઠે છે. કેટલાક તો મારા અસીલો છે. કાનમના મુસલમાનોને હું કેમ ન ઓળખુ? ચંદુભાઈ કહે છે કે એમના તરફથી સારી રીતે મદદ મળી છે તેને સારૂ તેમને મુબારકબાદી આપું છું.

## બધાને ખટકતો વેરો

મુસલમાન, હિન્દુ પારસી બધાને સરખુંજ મીઠું ખાવું પડે છે. ગરીબ કે તવંગરને પણ મીઠું તો સરખુંજ જોઇએ. આવી વસ્તુ ઉપરનો કર અસહ્ય કહેવાય. બીજા કરો પણ છે. કપડાં ઉપર અમુક જકાત છે. પણ એ તો વધારે કપડાં પહેરનારને વધારે ને થોડા પહેરનારને થોડી. મને તો બીલકુલે નહિં. કારણ

કે હું તો ખાદી પહેરૂં છું. ખાદી પહેરે તેને કરજ શાનો હોય? મીઠું કોઇ ગરીબ છોડી શકે? મીઠાનો કર તો હિન્દુ મુસલમાન સ્ત્રી પૂરૂષ બાધાને ભેળવે છે. સ્વરાજનો વખત આવે ત્યારે તમે બધા ભલે લડો પણ હમણાં તો ભેગા થઇ જાઓ.

## બધી કોમોને ન્યાય નહિ મળશે

જાણે કોંગ્રેસને તો સરકારી નોકરી ખપેજ નહિં. અને કોંગ્રેસે એક ઠરાવ કર્યો છે (જે તમારા લાભનો છે.) કે બધી કોમોને સંતોષ ન મળે ત્યાં સુધી કાંઇજ ફેંસલો ન થાય. જો કોંગ્રેસ દગાખોર ન નીકળે તો તો એ ઠરાવ ઢાલરૂપ છે. **જે વખતે હિન્દુ દગો દે ત્યારે મુસલમાનો લડજો ને જે વખતે મુસલમાનો દગો દે ત્યારે હિન્દુઓ લડજો. મ્હારા જેવો અહિંસક રહેશે એટલે મરી છૂટશે. પણ દગો તો સહન નહિંજ કરે. દગાનો તો હિસાબ લેશે.** જો કોંગ્રેસ એના ઠરાવ પ્રમાણે ચાલે તો તો સવાલજ નથી. કોંગ્રેસનું કામ લોકોમાં શકિત પેદા કરવી એ છે. જ્યારે લાગે છે કે ઠરાવ પ્રમાણે એ કામ નથી કરતી ત્યારે તેને રોકજો. મારો તો અત્યાર સુધીનો અનુભવ કહે છે કે મુસલમાનો સમજી ગયા છે. ગરીબની આંતરડી દુઆ દેશે ત્યારે કોઇનું બુરૂં થવાનું નથી. ઇશ્વર તમને આ બધું સમજાવીને લડવાની તાકાત આપો.

## સવાસો રૂપીયાની ચુડી

સભામાં એક ચારપાંચ વર્ષની બાળાએ પોતાની હાથીદાંતની નાજુક ચુડીઓ મહાત્માજીને અર્પણ કરી હતી. તેની હરરાજી બોલાવવામાં આવી હતી. તે હરિભાઇ અમીને સવાસો રૂપીઆમાં રાખી લીધી હતી.

# મંઝિલ અઢારમી : આમોદ



તા. ૨૨ માર્ચ : સાંજ

આમોદ આવવા સંઘ સાંજના ૬ વાગે જંબુસરથી ગામ લોકોની હાર્દિક વિદાય લઈને નીકળ્યો હતો. રસ્તામાં જ પ્રાર્થના થઈ. આમોદ ત્રણએક માઈલ હશે ત્યાં તો સામાં કમલાદેવી ચટ્ટોપાધ્યાય, મી. મહેરઅલી અને મુંબઈ યુથલીગના બીજા કેટલાક માણસો સામાં લેવા આવતાં જણાયાં. રસ્તામાં કમલાદેવીને અને મહેરઅલ્લીને ગાંધીજી જોડે કેટલીક વાત થઈ. સંઘ સાથે સર્વ ૮-૩૦ વાગે મુકામ પર આવી પહોંચ્યાં હતા.

## ગાંધીજીનું ભાષણ

આ પછી બાર મુખીએ રાજીનામાં આપ્યાં હતાં. રૂા. ૨૫૧) ની ભેટ ધરવામાં આવી હતી.

મારી સરભરા કરવા માટે તથા મુંબઇના મહેમાનોની વ્યવસ્થા કરવા માટે તમને ધન્યવાદ આપું છું. આ આખરી લડતમાં હિંદુ-મુસ્લીમ બન્ને જોડાઇ જજો. હવે તો લડતનું એવું સ્વરૂપ છે કે ગરીબ, તવંગર, વૃદ્ધ, બાળક સ્ત્રી-પુરૂષ બધાંજ સરખો ભાગ લઇ શકે. હવા પાણીની માફક મીઠું કે જે સૌને સરખા પ્રમાણમાં જોઇએ તેની ઉપર સોએ ૧૪૦૦ રૂપીઆનો આકરો કર છે. આ તો ભયંકર કર. કોડી નથી, તેની પાસેથી લેવો એ તો ત્રાસ છે અને તેથી આ કર કાઢવાની લડતમાં બધાજ જોડાવાના છે. મીઠાનું થયા પછી સ્વરાજ્ય તો થોડુંજ દૂર રહેવાનું. સ્વરાજ્ય મળ્યા બાદ બધું નક્કી કરીશું. એમાં તો બધી બ્હેનોનો સાથ લેવાનો છું. જે આવશે તે જીતશે ને નહિ આવે તે ખોશે. તેથી તમે બધાજ જોડાજો.

## હજી મોહ જતો નથી ?

મેં સાંભળ્યું છે કે કેટલાક મુખીઓએ રાજીનામા આપ્યાં છે-પણ હજી ઘણાનો એ મોહ જતો નથી. મુખીનું ૫૦ રૂપીઆમાં પેટ તો ન જ ભરાય ને ? તો પછી સરકાર શું કામ લાગી ! જે રાજ કરીને લૂંટે એ રાજ નહિં પણ રક્ષા કરે એ રાજ. જમીન સુધારી તો કહે કે વધારો મહેસુલ. રેલ્વે કરીને પણ ત્રાસ વર્તાવ્યો એવી નીતિ તો હિંદુસ્તાનમાં જ ચાલે. આપણે એવા નાલાયક બન્યા છીએ કે સરકાર ઘાણીમાં ઘાલીને તેલ કાઢે તોયે સરકાર માબાપ કહીએ છીએ. વિચારો તો ખરા કે એક લાખ ત્રીસ કરોડ પર કેમ રાજ ચલાવે ? ૩૦ કરોડ માણસ ધારે તો ગમે તે કરી શકે.

## નન્નો ભણવાનું શીખો

આપણે તો તોફાન મારપીટ ન કરતાં એક નન્નો ભણવાનું

તમને શીખવવાનું છે. એક નન્નો સો દુઃખ હણે ! એ સાચુંજ છે. બધાજ સરકારી નોકરો એ ભણે અને પછી જુઓ. હું દાંડી જઇને લખું કે નીકળો ત્યારે તમે બધા નિકળી પડો, તો તો બીજે જ દિવસે સ્વરાજ્ય મળે.

## આટલું તો કરો

પણ તમે આમાં ન જોડાઇ શકો તો બીજું તો કરો. ખાદી પહેરીને ઉત્પન્ન કરીને હિન્દનું કલ્યાણ તો કરો. તમારો એ પ્રાચીન ઉદ્યોગ પાછો તો લો. પરદેશી કાપડને ફેંકી દો, ને દારૂ નિષેધનું કામ કરો. તમે મીઠું નહિં બનાવો તો આટલું કરીને ગરીબની સાથે ભળો. વિદેશી વસ્ત્ર પહેરીને તો તમે મીઠું બનાવવાના ને ?

ઇશ્વર તમને સમજાવવાની શકિત આપો અને ગરીબની ગરીબી ટાળવા માટે શરૂ કરેલી આ લડતમાં સૌ ભળો.

---

# મનઝિલ ૧૯મી : બુઆ



તા. ૨૩ માર્ચ : સવાર

તા. ૨૩મીએ સવારના ૮-૩૦ આશરે મહાત્માજીનો કેમ્પ બુઆ આવી પહોંચ્યો. ઉતારો અને વ્યવસ્થા સારી હતી. મહાદેવભાઈ, રાજગોપાલાચાર્ય અને રાઘવજી દેશપાંડે અહિં આવ્યા હતા. સભા એક સુંદર ઘટાદાર વૃક્ષ નીચે ૩-૩૦ કલાકે રાખવામાં આવી હતી. સભામાં હાજરી કંઈક ઓછી હતી.

## ગાંધીજીનું ભાષણ

ભાઈઓ અને બ્હેનો !

### જુવાન-વૃદ્ધનો ઝઘડો

હું બીજા ગામોમાં ગયો છું તે લોકોની ઈચ્છાથી ગયો છું. જ્યારે તમારા ગામમાં કાંઈક ઉલટું થયું છે. મને એમ ખબર

પડી છે કે અહીંના મહાજન વડીલો ઇચ્છે છે કે હું ન આવું તો સારૂં અને જુવાન વર્ગ વધારે હોઇ વડીલ વર્ગને નમતું મૂકવું પડ્યું હશે. જુવાન વર્ગને મારી સલાહ છે કે વડીલોનો વિરોધ કરી મને ન બોલાવવો એજ સારૂં છે. એ આ લડતને માટે સારૂં છે. જો હું રણસંગ્રામે ચઢ્યો ન હોઉં તો તો એક પક્ષનો બોલાવ્યો જાઉં અને બીજા પક્ષને પણ ખેંચુ. પણ અત્યારે રણસંગ્રામે ચઢ્યો છું.

## જુવાનોને તરછોડો નહિ

આટલું કહ્યા બાદ હું વડીલોને કાંઈક કહેવા ઇચ્છું છું. મને ૬૧ વર્ષ થયાં એટલે હું વડીલ પણ કહેવાઉં. મને ૬૧ વર્ષ થયાં તો પણ મારી અભિલાષા નવજુવાનના જેવીજ છે. હું તો કહું છું કે હિંદુસ્તાનને સ્વરાજ્ય મળવુંજ જોઇએ. કેમ ન મળે? મને ભાસે છે કે મારૂં મન જુવાન છે. મને થાય છે કે થોડાં વર્ષ લડી લઇએ. હું કેમ કરૂં? ઇશ્વિરે મને એવો સ્વભાવજ આપ્યો છે. વૃદ્ધો તમે જુવાનને ન તરછોડો. તમે મને આશીર્વાદ આપો ને સત્યનો ને ધર્મનો માર્ગ ન છોડવાનું કહો. જુવાનીઆઓ બગડશે એવો ડર ન રાખો. હમણાંજ ગાયું તેમ—"બગડી કોણ સુધારે, નાથ વીણ બગડી કોણ સુધારે" આપણે સુધારનાર કોણ? એકને ધણી કરીને બેઠા તો ચિંતા શાની? તમે જુવાનીઆને એમ સતાવો તો એ અકળાય અને સામા થાય; ને તે આપણને ઉદ્ધત લાગે. માટે તમે જુવાનીઆને રોકશો નહિ.

તમે મને આવતો તો ન રોકયો પણ મારૂં કામ સફળ થાય એવો આશીર્વાદ આપજો. મારૂં એકલાનું કામ નથી થવાનું; મારૂં ને તમારૂં સાનુંજ સારૂં થવાનું છે.

વીઘોટી ઓછી થાય, મામલતદાર વગેરે સરકારી અમલદારો તમને ન ડરાવે, રોફ ન મારે, એવું તમે ઇચ્છો કે નહી? રાવણને તો દશ માથાં હતાં પણ આ સરકારને તો દશ લાખ માથાં છે એ ખાઇ જશે એવો ડર છોડી દો. શું એમ ડરતા રહીશું કે? જુવાનીઆને જે કામ કરવું હોય તે કરવા દો.

આજે આપણે ઢોર દીઠ એક મણ મીઠું જોઇએ છીએ. સસ્તું મળે તો આપણે ઢોરને વધારે ખવરાવીએ, તેથી દુધ અને દહીં વધારે આપે. એ આને મણ મીઠું મળે તે તમને કેમ ન સારૂં લાગે?

## માર–ગાળ મને વળગતાં નથી

જુવાનીઆને તો એમ કે છો આવી જાઉં. રંગ લાગે તેને લગાડી જાઉં. મીઠાના કર વિષે સમજાવી જાઉં. એ કોઇને મરવા દે એવો નથી એમ તમને લાગતું હશે એથી મને આવવા દીધો. તેમને એમ લાગે કે એ ગાળ દે મારી લે એવો છે, તો હું આ રહ્યો મારી લો, અખતરો કરી લો. તમારી એકે ગાળ કે માર મને ચોંટેજ નહિ. છાપાંવાળાઓ કાં મરજીમાં આવે એવી ગાળો નથી દેતા? હું તો તમારી પાસેથી લઉં પણ ખરો ને બે દઉં પણ ખરો.

## સરકાર ધૂળમાં રોળાઈ જવાની છે

તમારે મન શું મુખી મતાદાર રાજીનામાં આપનાર ગાંડા છે? એ એઠવાડને વળગી રહેનાર શું ડાહ્યા? સરકારે બનાવ્યાં એટલે? જો મુખી થવાજ જીવતા હશો તો જોશો કે સરકાર તો ધૂળમાં રોળાઇ જવાની છે. સરકાર તો ડરે છે. જો ડરતી ન હોય તો જુઓને મને પકડતી કેમ નથી? સરદાર વલ્લભભાઇને ત્રણ મહિનાની જેલ ને સેનગુપ્તાને ૧૦ દિવસની જેલ, એ શું બતાવે છે?

## જશા સાનમાં તો...જો

પ૭માં તો એણે લોહીની નદીઓ વહેરાવી હતી. એ મને કેમ પકડે ? એ જાણે છે કે હું તો એનું સારૂં કરૂં છું. તમને સરકાર સાનમાં કહી રહી છે એ તો સમજો. આ ૮૦ને નથી પકડતી તેમાં તમે ભળી જાવ તો તમનેયે નહિં પકડે. હું જે પોકારી રહ્યો છે કે આ રાજ્યનો નાશ થવો જ જોઇએ, એનો નાશ કરવો એ ધર્મ છે એને નથી પકડતી એ જોઇને તો સાનમાં સમજી લો. તમે મારો સાથ, મારી પાસે ઢેડ ભંગી છે એથી ન કરતા હો તો...એ તો લોકોના સેવક છે. એ મારી સાથે રહે છે તો છો રહ્યા. તમારે મીઠાનો કર કઢાવવામાં મહેનત ન કરવી હોય તો ન કરશો.. હું તો તમારી ખીચડી ને દૂધ જે મારા સાથીઓને ખવડાવ્યાં છે તે નથી ભૂલવાનો. આ ૧૦૦ રૂપીયાની થેલી આપવામાં આવી છે તેમાં કોઇને આપવાના બાકી તો નથી ? અને બાકી હોય તે આપે. હજુ હું અહિં બે કલાક છું. બે કલાકમાં બધા છુટ્ટા આવી જાય. સવારે થોડાક આવ્યા હતા અને વાણીઆ જેવી વાત કરી નાશી ગયા. આ તો પાટીદારનું ગામ છે. વલ્લભભાઈ કોણ પાટીદાર કે બીજા કોઇ ? આટલું તો વિચારો. અત્યારનો પવન મધુર છે, તો ધસડાઇએ. પવનની સામે થવામાં ક્ષય છે. આમાં ખુદાનો હાથ છે, આમાં પંચરંગી ભાવ છે. તમે બધા સમજી જાવ. બ્હેનો ! તમે પણ ભાઇઓને સમજાવજો. અને જે આઠ જણે આમાં પૈસા નથી આપ્યા તેઓની પાસે અપાવજો, અને તમે રાજીનામાં આપી જશો તો મને શેર લોહી ચડશે.

ભાઇઓ ને બ્હેનોની પાસે આટલી વિનંતિ છે. સાનમાં હું શું માગું છું તે તમે સમજી લેજો.

# મનઝિલ ૨૦ મી : સમની



તા. ૨૩ માર્ચ : સાંજ

મહાત્માજી ભુઆથી નીકળી રાતના આઠ વાગે સમની આવી પહોંચ્યા હતા. પ્રજાએ સારો સત્કાર કર્યો હતો.

રાતના આઠ વાગે સભા હતી. તેમાં મહાત્માજીએ ભુઆના ભાષણને લગતું વિવેચન કર્યું હતું.

તા. ૨૪ માર્ચ : સોમવાર

આજે ગાંધીજીનો મૌનવાર હોવાથી જાણવા લાયક બનાવ બન્યો ન હતો. ગાંધીજીની છાવણીમાં ૧૮ સૈનિકો માંદા પડયા હતા. તેઓને આગળથી જ ભરૂચ ખાતે મોકલી દેવામાં આવ્યા હતા.

નેલોરના જમીનદાર ભુચી સુંદરમ રેડી આજે અહિં આવ્યા હતા. તેમણે ગાંધીજીને રૂા. ૧૦૦૦ની થેલી અર્પણ કરી હતી તેઓ આશ્રમને દર વર્ષે રૂા. ૩૬૫ આપે છે.

આજે અહિંના મુખી ત્રીભોવનદાસ નાથાભાઇએ પોતાનું રાજીનામું નીચે મુજબ આપ્યું હતું.

"હું નીચે સહી કરનાર મોજે સમની તાલુકે આમોદના પા. ત્રીભોવનદાસ નાથાભાઇની નમ્રતા પૂર્વક અરજ જણાવવાની કે સરકારની નીતિથી દિવસે દિવસે પ્રજામાં અને ખાસ કરીને ખેડુતોમાં ભુખમરો વધતો જાય છે એટલે સુધી કે મહાત્મા ગાંધીજી જેવા પવિત્ર અને સહિષ્ણુતાવાળા પુરૂષને પણ સરકાર સામે ચળવળ ચલાવવાની ફરજ પડી છે. આ ઉપરાંત સરદાર વલ્લભભાઇ જેવા સરકાર અને પ્રજા બન્નેનું હિત ચાહનાર લોકનેતાને સરકારે પરહેજ કર્યા છે તેવે વખતે લોકોને સાથ દેવામાં સાચી પટલાઇ સમાયલી છે તેમ સમજીને હું મારી પટલાઇનું રાજીખુશીથી રાજીનામું આપું છું; તો તે સ્વીકારી લેવા મહેરબાની કરશો."

# મનાઝલ ૨૧ મી : ત્રાલસા



તા. ૨૫ મી માર્ચ : સવાર

સમનીથી ગાંધીજી અને તેમના સૈન્યે સવારના ૬ વાગે પ્રયાણુ આદર્યું. સૈન્ય આગળ ધપતું ગયું તેમ તેમ ભજનની ધૂન જોર જામતી ગઈ. ત્રાલસા થોડું દૂર રહ્યું ત્યાં તો એક ખાડી ઓળંગવાની આવી. એ ઢીંચણુ સુધીના પાણી ડહોળતા સૈન્યનું અને કર્મ-વીર ગાંધીજીનું દ્રષ્ય અલૌકિક હતું. ગામને પાદરે હિન્દુ-મુસલમાન ઉભય ઉરનાં અભિનંદન આપવા આવેલા. ૮-૩૦ કલાકે સૈન્ય ત્રાલસા પહોંચ્યું હતું. કાકા કાલેલકર ને કસ્તુરબા આવ્યા હતા. ગાંધીજી સાથે થોડો વખત વાર્તાલાપ કરી ત્યાંથી તરત જ પાછા ફર્યા છે.

બપોરના ૩-૩૦ કલાકે સભા થઇ. લોકોની ઠઠ ઠીક જામી હતી. શરૂઆતમાં ખરેએ ભજન અને રઘુપતિ રાઘવ રાજારામની ધૂન મચાવી હતી. ભજન ભારતની પૂર્વની જાહોજલાલી અને હાલની સ્થિતિનું દ્રષ્ય કરાવતું હતું.

## ગાંધીજીનું ભાષણ

હિન્દુ મુસલમાન ભાઇઓ અને બ્હેનો !

અમારી ભરૂચ જીલ્લાની મુસાફરી એક બે દિવસમાં પૂરી થશે. ભરૂચ જીલ્લામાં મુસલમાન ભાઇઓની વસ્તી સારી પેઠે છે. મેં એવું સાંભળ્યું છે કે કેટલાક મુસલમાન ભાઇઓ કહે છે કે અમારા ગામમાંથી પસાર કેમ નથી થતા ? ત્હમે આમંત્રણ આપ્યું હોત તો જરૂર આવત. હું તો ભિક્ષા લેતો લેતો પ્રવાસ કરી રહ્યો છું. હું કાંઈ બળજોરીથી તો ન જ આવું ? જો એમ આવું તો હું સરકાર કહેવાઉં. હું તો સરકારનો બેવફા છું. સરકાર સામે બ્હારવટે નીકળેલો છું સરકારનો બેવફા થવું એ હું ધર્મ માનું છું.

### મુસલમાનો સાથે નાતો

મેં તો મુસલમાન ભાઇઓ પાસેથી ખૂબ ખાધેલું છે. મુસલમાન ભાઇઓનું તો પહેલું આમંત્રણ સ્વીકારૂં. કારણ હું એમનાં દિલમાં પ્રવેશી એમનાં સુખદુઃખની બે વાત જાણી શકું અને એમને હું ઓળખું એ મ્હને ઓળખે. આ કામમાં મુસલમાન ભાઇઓનો તો મ્હને ઘણો સારો અનુભવ છે. ત્હમને જાણીને આનંદ થશે કે દાંડીમાં હું એક મુસલમાન ભાઇને ત્યાં ઉતરવાનો છું. મ્હારી કાયદા તોડવાની લડતનું મુહૂર્ત મુસલમાન ભાઇના ઘરમાંથી થશે, એટલે તમે આમંત્રણ આપ્યું જ માનજો. તમારી દુઆ મળે એ આમંત્રણ આપ્યા બરાબર છે. દુઆ દરેક ઠેકાણેથી આવેજ જાય છે. કાં ન આવે ?

## ભયંકર કર

હું તો મીઠું કે જે હિન્દુ મુસલમાન પારસી ને આપણા ઢોર દરેકને ખાવું પડે છે ને જેના ઉપર દર સો રૂપીયે ૧૪૦૦ જેટલો કર છે તે દુર કરવા માંગુ છું ને? એ અસહ્ય બોજો કઢાવ્યા વિના કેમ ચાલે? ગરીબની આંતરડી ઠરે એ કોને ન ગમે? શું આપણે ગરિબની દુઆ નહિં લઈએ? અને આ કર ગયા પછી આપણામાં એટલી શકિત આવશે કે સ્વરાજ્ય સ્હેજે મળશે. પછી સરકારની શું મગદુર કે આપણી સલામી લે? સરકાર આપણને સલામી ભરશે. તમારી પ્રજાની સલામી અમ-લદારને કરવી પડશે.

## અજબ લુંટ

આજે કહેવાય છે નોકરશાહી પણ એ તો બાદશાહીની બાદશાહી છે. મુખીથી વાઇસરોય સુધી ગમે તે આપણને ધમ-કાવે. આપણે એમનાથી તે શું ડરવાનું હોય? આ ત્રાસમાંથી નીકળવાનું કોને ન ગમે? અને સરકાર મુખીને આપે છે શું કે તેઓ હજુ એ મુખીપણાને વળગી રહે છે? સરકાર તો એમને ચવાણું આપે છે. અને ભોળવીને સરકાર એની પાસેથી કામ કઢાવે છે. એની જીભ લાકડીથીયે વધારે. આપણાં કામ પડતા મુકાવી એ આપણી પાસે સાહેબની પહેરેગીરી કરાવે? આમાંથી નીકળવું કોને ન ગમે? પછી ભલેને આપણને લડવું હોય તો લડી લઇશું પણ આપણે ત્રીજાને શું કરવા લુંટ ચલાવા દઇએ? આજે જે મોટાં મોટાં પેન્શન અપાય છે તે પણ પરદેશ ચાલ્યા જાય છે. પહેલાં મોગલાઇ વિગેરે વંશો હતા પણ હિન્દમાંથી પૈસા લઈ ન્હોતા જતા. આ તે કેમ સહન થાય? આવી લુંટ આપણે નથી ચલાવવા દેવી. આમાં મને તમારી બધાની—બ્હે-નોની પણ મદદ જોઇએ. બ્હેનો શાને મદદ ન આપે? આ

લડતમાં આપણે તલવાર નથી વાપરવાની. આપણી તલવારો ભલે કટાઇ જાય. આપણે તો એક નન્નો ભણવાનો છે. આજે ત્રીસ કરોડ ઉપર ત્રણુસો માણસો રાજ્ય કરે છે. આ તો એને ને આપણને બન્ને શરમાવનારૂં. આ કેમ સહન થાય? આપણે ત્રણુસો માણસની ગુલામગીરી કરીએ ને એનાથી કંપીએ એ કેટલું શરમાવનારૂં છે?

## શારદાબિલની મ્હોંકાણ

અત્યારે શારદાબિલની શું મ્હોંકાણ સમજાવું? આપણને કોઇ પણ કાયદો શું કરવાનો છે? શારદાબિલ સમજ્યાં વિન જ લોકો છોકરાંને પરણાવવા મંડી ગયાં છે. આમાં ઢીંગલા ઢીંગલીને પરણાવવામાં અજ્ઞાનની સીમા નથી. તમે છોકરા છોકરીઓને વેચતા આવો છો તે ન કરો. છોકરા છોકરી મોટાં થઇ તેમની ઇચ્છામાં આવે તેમ પરણે. ઇચ્છા પ્રમાણે વર્તવામાં શું ખોટું થાય છે? આ સ્વતંત્રાતાના જમાનામાં આ તો તમે ત્રાસ વર્તાવો છો. પણ આ બધું જ અઘોર અજ્ઞાન ને પરાધીતાનું પરિણામ છે. અજ્ઞાનને લઇને માણસ કેટલાંયે પાપો કર્યે જ જાય છે. એક જ ઇશ્વરની દુનિયામાં દુશ્મનાઈ શાને હોઇ? તમે બધા સંપીને ચાલો એ ઇશ્વરને મારી પ્રાર્થના છે. તમે બધા આ લડતમાં જોડાઇ જાવ એ એક જ મારી માંગણી છે.

# મનઝિલ ૨૨ મી દેરોલ



તા. ૨૫ મી માર્ચ : સાંજ

ત્રાલસાથી સાંજે ૬ વાગે સંઘ નીકળી ૮–૩૦ કલાકે દેરોલ આવી પહોંચ્યું હતું. આવતાં વેંતજ તરબુચની ઉજાણી ઠીક ઉડી હતી. ઉતારો હરિભાઇ અમીનના જીનમાં હતો. ૯ વાગે સભા થઈ હતી. સભામાં હાજરી ૪૦૦ માણસથી વધુ ન હતી. ભરૂચથી થોડાંક માણસો આવેલાં. સંગીત થયા બાદ પૂ. ગાંધીજીએ નીચે પ્રમાણે ભાષણ આપેલું.

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

હવે ભરૂચ જીલ્લાની મારી કૂચ પૂરી થવા આવી છે. અને હવે મારે નવું કહેવાપણું કાંઇજ રહેતું નથી. આ ધર્મયુદ્ધમાં

દરેક પોતાનો કાંઇ ને કાંઈ હિસ્સો આપશે એવી આશા રાખું છું. મીઠાનો અન્યાયી કર આપણે કાઢવાનો છે. કદાચ ભંગ વિના નીકળે તો તો આપણે કાંઈ ભંગ ન કરીએ. આ કર જ્યારથી નંખાયો ત્યારથી એની સામે આપણા વડીલોનો વિરોધ ચાલુ જ છે.

## આપણાં પૈસા પરદેશમાં

આ સરકાર એવી છે કે પૈસાની બાબતમાં કોઇનું કાંઈ જ ન ચાલવા દે. ખિતાબ આપે, નોકરી આપે, એવું એવું કરે પણ પૈસાની બાબતમાં પોતાનું જ કરે. અને આનું કારણ એ આપણું ચાલવા દે તો ખર્ચ લાવે ક્યાંથી? એમને આપણા ઘર-બાર પોષાક, ખોરાક પાણી કાંઇ જ માફક ન આવે. પાણી ખોરાક ને હવા બધું જ પરદેશથી લાવવાનું રહ્યું. આ તમને નવાઇ જેવું લાગશે. રાજ્યકર્તા સોડા લેમોનેડ-બીજાં પાણી અને દારૂ પીએ છે એ બધું જ પરદેશથી આવે છે. એ ખર્ચ ક્યાંથી થાય? હવા માટે પણ સીમલા ને મહાબળેશ્વર જવું પડે છે. આ બધું કોને ખર્ચે? તમારે ને મારે ખર્ચે. સીગારેટ પીએ તે પૈસા વિલાયત જાય. એવી એકે વસ્તુ નથી કે જેથી તેમનો પૈસો અહિં રહે.

## આ વિકરાળ રાજ્ય

પૈસા બહાર લઈ જાય એવું આ વિકારાળ રાજ્ય છે. ૬ કરોડ રૂપીઆ મીઠામાંથી અને ૨૫ કરોડ દારૂમાંથી લે છે. જમીન મહેસુલ વિગેરે જુદા. આમાંથી ૩૧ કરોડ લઇ જાય છે. તે જો તમે બધા સીધા થાવ તો ન લઇ જવા દઇએ. આપણે આવો કર આપવો નથી ને એને લેવો છે. મીઠાનો કર તો મીઠાના વેચવાવાળા પાસેથી જ લઈ લે છે. એટલે ગરીબને અને ઢોરને પણ આ કર આપવો પડે છે. આ જુલ્મની સામે હિન્દુ મુસલમાન પારસી દરેકને થવાનું છે. મીઠાનો કર ગયો એટલે ૬ કરોડ તો બચ્યા.

આપણે દારૂ પીનારાને અને પીઠાવાળાઓને સમજાવીએ એટલે ૨૫ કરોડ બચ્યા જાણો. આપણે તો કોઈ પણ ઉપાયે મીઠાનો કર કાઢવો જ છે. આપણી સામે બળીઆ સરકાર છે, પણ જ્યાં આપણે નાજ પાડવી હોય તેમાં એ શું કરે ? આપણી ૩૦ કરોડની હિમ્મત હોય ત્યાં એ શું કરે ? કેટલાને જેલમાં નાખશે ? કેટલાને મારપીટ કરશે ? આમાં તમે જેટલી મદદ થાય એટલી કરજો. સૈન્યની ભરતીમાં નામ અપાય તે આપજો.

લડતમાં સીધા ન ભળી શકો તો ખાદીનું કામ તો કરજો. પટેલ મુખી વિગેરે રાજીનામાં તો આપી દે. આમાં બળાત્કાર નથી કરવાનો. જેનામાં હિંમત હોય તે આપે. આ લડત બળાત્કારની છે જ નહિ. આપણે કષ્ટ વેઠીને આ યુદ્ધ લડવાનું છે. ઇશ્વર તમને લડવાની સમજ ને શક્તિ આપો.

---

# મનઝિલ ૨૩ મી : ભરૂચ



તા. ૨૬ માર્ચ : સવાર

ભરૂચમાં બુધવારે સવારે આવ્યા. લોકોમાં પહેલી રાતથી જ પુષ્કળ ઉત્સાહ જણાતો હતો. કેટલાક રાતથીજ ભરૂચ આવ્યા હતા. આ જીલ્લાના આસપાસના ગામ લોકો પણ તે સવારે આવી પહોંચ્યા હતા. પ્રથમ શહેરમાંથી ટુકડી પસાર થવાની હતી; તે બંધ રાખવાથી લોકો ઘણા નારાજ થયા હતા. પણ તે છતાં કેટલાંક તો ૪ માઇલ દૂર આવેલા મહમદપુરા સુધી દર્શન માટે ગયા હતા. સવારે ૯ વાગે ટુકડી ભરૂચ આવી પહોંચવા આખો રસ્તો હજારો સ્ત્રી પુરૂષોથી ચિકાર થઇ ગયો હતો. ભરૂચથી કેટલાક બિમાર સૈનિકો પણ ટુકડીમાં જોડાઇ ગયા હતા. ફક્ત ૪ સૈનિકોની માંદગી ચાલુ હતી તેથી તેમને સુરત મોકલવાનું નક્કી થયું હતું. સાથા-

રણુ માંદગીવાળાઓને તો સાથેજ રાખવામાં આવ્યા હતા. ભરૂચમાં શ્રીમતી સરોજીની અને કસ્તુરબા પણ આવ્યાં હતાં. અને અબ્બાસ સાહેબ તેમના પુત્રી સાથે તથા સિંધ તરફથી ડૉ. ચોઇથરામ પણ આવ્યા હતા. બપોરે સાડાત્રણ વાગે સભા હતી. બપોરના આકરા તાપમાં પણ છેક ૧૨ વાગ્યાથી લોકોની ઠઠ જામવા માંડી હતી. એક જંગી મંડપ એ માટે સેવાશ્રમના કંપાઉન્ડમાં બાંધ્યો હતો. અને આશ્રમ તરફથી એટલે કે ચંદુભાઇ તરફથી પાણી વિગેરેની પણ ઠીકઠીક વ્યવસ્થા હતી. મહાત્માજીનો ઉતારો આશ્રમના મકાનમાંજ હતો અને ટુકડીનો ઉતારો ખાસ બાંધેલા મંડપમાં રાખ્યો હતો.

ત્રણ વાગે તો આખો મંડપ ભરાઇ ગયો અને હજારો લોકોને મંડપ બ્હાર ઉભા રહેવું પડયું હતું. સભામાં આશરે ત્રણચાર હજાર તો સ્ત્રીઓ હતી. સખત તાપ વેઠીને પણ બચ્ચાં બાલાં સાથે નીતરતે પસીને લોકો મહાત્માજીની વાટ જોતાં હતાં. બરાબર સાડાત્રણે મહાત્માજી આવ્યા. પ્રથમ શ્રી. અબ્બાસ સાહેબનાં પુત્રીએ "મુસાફર જાગો"નું ગીત ગાયું. જે પછી પંડિત ઓમકારનાથે એ પ્રસંગ માટે ખાસ રચેલું ભિષ્મ પ્રતિજ્ઞાનું ગીત અત્યંત મીઠા સ્વરે ગાયું. જે પછી ડૉ. ચંદુલાલે ૪ પટેલોનાં રાજીનામા રજુ કર્યાં અને વધુ હજી તૈયાર થાય છે એમ જણાવી ભરૂચ જીલ્લો આ લડતમાં કોઇ જીલ્લાથી પાછો નહિ પડે એવી ખાત્રી આપી; અને સભાજનોને આ લડતમાં પ્રેરણા થાય એવા આશીર્વાદ આપવાની મહાત્માજીને યાચના કરી. તે પછી મહાત્માજીએ નીચે પ્રમાણે જણાવ્યું.

## મહાત્માજીનું ભાષણ

તમે બધા આ સખત તાપ સહન કરીને અહિં આવ્યા છો એ આ લડત પ્રત્યેની તમારી લાગણીનો પુરાવો છે. ભાઇ ચંદુલાલ

મારી પાસે આશીર્વાદ માગે છે. પણ આશીર્વાદ આપનાર હું કોણ? હું તો તમારા બધાના આશીર્વાદ લેવા નીકળ્યો છું અને તેમાં ઠામ ઠામ મને જે આશીર્વાદ મળે છે તે સાચા હૃદયના હોય તો દાંડી પહોંચતા પહેલાં એ આશીર્વાદનો પ્હાડ એટલો પ્રચંડ થઇ જાય કે ગમે તેવી રાક્ષસી સલ્તનત પણ એથી ટાઢી થઇ રહે.

## મુસલમાન યુવકના પ્રશ્નો

મને હમણાંજ એક મુસલમાન યુવકનો કાગળ મળ્યો છે. આ યુવાને દસ વરસ પહેલાં મેટ્રીક છોડીને અસહકાર કરેલો એ તેણે સારૂં કર્યું. એ કાગળમાં એ મને કેટલાક સવાલ પૂછે છે; તેમાંના બે સવાલ તો મને મ્હોંડે ચડી ગયા છે. તેમાંનો એક સવાલ તો આઃ– તમે એમ માનો છો કે તમારા એકલાના કે હિંદુના બળથી તમે સ્વરાજ્ય લઇ લેશો? હું આ સવાલનો અહિંજ જવાબ આપીશ. હું કહીશ કે હું મારા એકલાના બળથી સ્વરાજ્ય લઇશ એવી આશા મેં સ્વપ્નામાંયે નથી રાખી સત્યાગ્રહીને હિંદુની મદદ જોઇએ, તેટલી મુસલમાનની, પારસીની અને ખ્રિસ્તીની તથા પ્રત્યેક હિંદીની જોઇએ; પણ તે સાથે હું એ પણ કહું કે સત્યાગ્રહી તો કેવળ ઇશ્વરના બળ ઉપર લડે છે અને ઇશ્વરનું બળ જો તેની પાસે હોય તો તેને હિંદુની મદદ વિના ચાલશે અને મુસલમાનની કે પારસી ઇસાઇની કોઇની મદદનો ખપ નહિ પડે. પણ જો મારી લડતમાં ઇશ્વરી બળ કે ખુદાઈ બળ નહિ હોય તો મારાં ગાત્ર ઢીલાં થઇ જાય. સત્યાગ્રહી ઇશ્વરનો નાદ સાંભળીને લડે છે. ઘણી વખત એવું બને છે કે સત્યાગ્રહી ઉપર આખું જગત થુકતું હોય તો પણ તેમાં તે ઇશ્વરનો નાદ જુએ છે. પણ આજે તો હું જે કરી રહ્યો છું તે કરવા આખું હિંદ એક પગે હતું. કેટલાક મને લાલ આંખ કરીને કહેતા કે સવિ-

નય ભંગ રોકે છે. પણ હું દસ વરસથી એ લડત રોકતો હતો. કેમકે મને એ ઇશ્વરી નાદ સંભળાયો નહેતો. આ હૃદયમાં જે ઘડીયાળ ચાલે છે તેના ટકોરા હું સાંભળ્યા કરતો હતો.' લાહોર કોંગ્રેસ વખતે એક અંગ્રેજે મને પૂછયું કે તમને શું લાગે છે? ત્યારે મેં તેને કહેલું કે આખા હિંદુસ્તાનમાં હું સવિનયભંગનું એકે ચિહ્ન નથી જોતો; પણ છતાં એ વખત આવી પડયો. ઘડિયાળના ટંકોરા સંભળાયા અને મેંજ આ લડત ઉપાડી. ઘણા આ લડતનો વિરોધ કરે છે, પણ હું તેમને કહું છું કે આજ ખરેખરો લડતનો વખત છે અને જો આ વખત ન હોય તો આ સિવાય એ લડતનો બીજો એકે વખત નથી.

## કુમારીકાની પણ મદદ માંગુ છું

અને તેથી મારી આ લડતમાં હું તો અહીં બેઠેલી કુમારીકાની પણ મદદ માગું છું અને અંગ્રેજોની પણ માગું છું. નાની નાની છોકરીઓ મને કહે છે કે અમને કેમ નથી લઇ જતા? મીઠું બનાવતાં તો અમનેયે આવડશે અને અમે તમારી લાકડીની ગરજ સારશું. આવા ઘણી છોકરીઓના કાગળો મારી પાસે પડેલા છે. નાની છોકરીઓ લાકડીઓ પણ બને છે. પણ એ વાત અત્યારે હું નહિં કરૂં. અત્યારે તો એ છોકરીઓની માગણીયો મને શેર શેર લોહી ચડે છે, એટલે સત્યાગ્રહીને સૌની મદદની જરૂર સાથે ઇશ્વરના આશીર્વાદની જરૂર છે. એ આશીર્વાદ વિના બધું લુલું છે.

## કુરબાની પણ શુદ્ધ જોઇએ

આ જગત કુરબાની ઉપર પીગળે છે, કેમકે કુરબાની જગતને ગમે છે. પણ કુરબાનીમાં પણ તફાવત છે, અને બધી કુરબાનીને ઇશ્વરની મદદ નથી હોતી. ઇશ્વર તો એ કુરબાનીનો ભેદ

પારખે છે અને તે કહે છે કે તારી કુરબાનીમાં મેલ છે, એ શુદ્ધ નથી. હું આ વસ્તુ જાણનારો રહ્યો એટલે હું તો એથી થરથરૂં છું અને જેને આત્મશુદ્ધિ અને બલિદાન કહે છે, તેની કિમ્મત સમજ્યો છું. પણ જાગનારનેજ ફળ મળશે. " જો ભગત હૈ વો પાવત હૈ " એ ગિત તમે હમણાંજ સાંભળ્યું. હું પણ જાગતો હોઇશ તો મેળવીશ. એમાં મારાથી કશું નથી થવાનું, પણ ઇશ્વરે મને એના મંત્ર રૂપે વાપરેલો હશે અને તેમાં મારે તો એક વિના ચલાવવું નથી. મારે બધાની મદદ જોઇએ. મને તો પારસી ન હોય તોયે ન ચાલે અને મુસલમાન ન હોય તોયે ન ચાલે. પણ મુસલમાનનું બળ મારી પાસે નથી એમ માનવામાં ભૂલ છે. આજે મુસલમાનોનું બળ પણ મારી પાસે છે. મેં તો મુસલમાનોની આંખમાં પણ અમી જોઇ છે અને તેઓ અમી ભરી આંખે મને કહે છે કે તું જરૂર ફત્તેહ પામવાનો. આજે મૌલાના શૌકતઅલી મારી પાસે નથી, એથી મને દુઃખ થાય છે. પણ મને એમને વિષે કશોજ રોષ નથી. હું માનું છું કે એ પણ આપોઆપ મારી સાથે આવશે, કેમકે મારૂં દિલ જેવું ને તેવું એમને વિષે સાફ છે. એ તો પહેલાં પણ મને સગાભાઇ જેવા હતા અને આજે પણ મારે મન તો તેવા જ છે. પહેલાં તેમણે મને ખીસ્સામાં મૂક્યો હતો, પણ હવે તો હું કહેવાનો દાવો કરૂં છું કે એમને મારા ખીસ્સામાં મૂકી ફરીશ.

## અંગ્રેજને દૂત કેમ બનાવ્યો ?

આમ મને કોઇ પણ પૂછી શકે છે. મને કોઇની પણ મદદ વિના ન ચાલે. અને મને અંગ્રેજો પણ મદદ આપવાના છે. મેં વાઇસરોય સાહેબ ઉપર કાગળ લખ્યો તે એક અંગ્રેજ સાથે મોકલ્યો તેનું કારણ પણ એજ હતું કે મારે અંગ્રેજની મદદ પણ જોઇશે. તમે મને એવો મૂર્ખો ન માનશો કે અંગ્રેજ સાથે કાગળ મોકલવાથી

કે' વાઇસરોય પલળી જાય અને મને કહે કે લે ચાલ, આ કોરા કાગળ ઉપર સ્વરાજનું મતુ મારીએ છીએ. મને શું રજીસ્ટર કાગળ લખતાં નહોતો આવડતો ? પણ મેં આ હેતુથી જ અંગ્રેજ દ્વારા આ કાગળ મોકલ્યો હતો. મને તો અંગ્રેજ સામે દ્વેષ નથી, કોઇ રાજકર્તા સામે પણ દ્વેષ નથી. પણ અંગ્રેજ રાજ્ય સામે જરૂર દ્વેષ છે. મને એમ લાગે છે કે અંગ્રેજી રાજ ભાંગવાજ હું જન્મેલો છું. પણ અંગ્રેજનો વાંકો વાળ થાય તો મારા સગા ભાઇના જેટલો ખેદ થાય. પણ હું અંગ્રેજને કહું છું કે તમારી પ્રજાએ હિંદને પાયમાલ કર્યું છે અને તે સામે હું લડવાનો. પછી ભલે મને ઘાણીમાં નાખી પીલી નાંખે કે પંડિત ઓમકારનાથે ગાયું તેમ પહાડ પરથી ગબડાવે, કે નદીમાં ડુબાડે કે ફાંસીએ લટકાવે.

## હું વાઇસરોય હોઉં તો ?

એ મુસલમાન જુવાનનો બીજો પ્રશ્ન એ છે કે સ્વરાજ્ય મળે તો તમે મુસલમાનોને કેટલી સીટ આપવાના છો ? હું વાઇસરોય થવાનો નથી. કેમકે મારે મહિને રૂા. ૨૧ હજાર લઇને શું કરવાના ? મારે તો અપરિગ્રહ વ્રત રહ્યું એટલે પૈસા તો નકામા પડે. મારા આ શરીરે ખાવાનું કેટલું જોઇએ ? જે હમણાં ખાઉં તેથી વધારે શી રીતે ખવાય ? વૈદો વધારે ખાવાની ના પાડે. છતાં જો હું વાઇસરોય થાઉં તો હું મુસલમાનોને કહું કે તમારે જેટલું જોઇએ તેટલું લઈ લો. પારસીને પણ તેમ કહું, ખ્રિસ્તીને પણ તેમ કહું અને બાકી જે રહે તે મારે માટે એટલે કે હિંદુઓ માટે રાખું. પણ સનાતનીઓ તો મારી ગરદન કાંપી લે એવા રહ્યા. પણ આ બધાનો નિર્ણય કોંગ્રેસે કરવાનો છે. અને કોંગ્રેસે તેથીજ ઠરાવ કરીને હિંદુ કે મુસલમાન કે પારસીના ભેદ છોડીને હિંદુસ્તાની તરીકે ગણત્રી રાખી છે.

## હિંદુ-મુસલમાન સૌ નિમકહરામ છીએ !

આ વાત મીઠા વેરા સામે છે. એ કે ૪ આનાના મીઠા પર સરકાર સવાં રૂપીઓ કર લે છે. ગરીબ કે તવંગર સૌને મીઠું એક સરખું જોઇએ. છતાં એકજ જાતનો કર હોય છે, એટલે હું તો હિંદુ કે મુસલમાન સૌને નિમકહરામ કહું છું. શ્રીમંતો એ કર ભરી શકે. સરોજીની અને આ દાઢીવાળા ( અબ્બાસ ) એ ભરી શકે, હું ભરી શકું, પણ ભુખે મરતો ગરીબ એ કર કેમ ભરી શકે ? એટલે આ તો અંધેરી નગરીના ગંડુરાજા જેવું થયું અને છતાં આપણે ઠાવકું મ્હોં રાખીને ફરીએ છીએ. મીઠાનો કર કોને ગમે છે ? શું મુસલમાનોને એ કર માફ થાય તે નથી ગમતું ? પારસીઓને નથી ગમતું ? મેં તો ઘણા કંગાલ પારસી જોયા છે. જો કે પારસી બહુ કંગાલ શોધવા મુશ્કેલ છે, પણ ઘણા મુસલમાનો તો શેરીઓમાં રખડતા મેં જોયા છે કે જેમને મીઠાનો કર ભારે પડે છે.

## આખી સભા તૈયાર થઇ જાઓ

આ લડાઇ તો ઇશ્વરના નામે ચાલે છે. અને તેમાં જોડાવું તમારો ધર્મ છે. એથી કોણ દૂર રહી ?

આ જીલ્લો સૌ કરતાં વધારે ફાળો લડાઇમાં આપશે. તેઓ જીલ્લાને માટે આ મગરૂરી તો લે છે, અને તેમણે તો પ્રાણ અર્પણ કરવાની સેવાનું વ્રત લીધું છે. એટલે તેમને એમ કહેવાનો અને તમારી પાસેથી એ આશા રાખવાનો હક છે. પણ જો અહીં આવેલાં બધા ભાઇ બ્હેનોની આખી સભા લડતમાં દાખલ થઈ જવા નામ નોંધાવે તો હું ખાત્રીથી કહું છું કે બીજા કોઇપણ જીલ્લા કરતાં તમારો ફાળો વધી જાય અને ડો. ચંદુલાલનું પેટ ભરાય અને મને આફરો ચડી જાય. અહીંની બહેનો પણ લડતમાં જોડાય. હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે તમારા

બધાના દિલમાં એ વસે અને તમને આ લડતનું મહત્વ સમજવાની શકિત આપે.

તે પછી શ્રી. ખરેજીએ અને પંડિત ઓમકારનાથે વંદેમાતરમનું ગિત ગાયા પછી સભા વિસર્જન થઇ હતી.

## અંકલેશ્વરની કૂચ

તે પછી ટુકડી ભોજનવિધિથી પરવાર્યા પછી બરાબર ૬ વાગે મહાત્માજીએ આશ્રમમાંથી કૂચ શરૂ કરી હતી. આ કૂચ માટે શહેરમાં થઇને નર્મદાકાંઠે જવાનો માર્ગ રાખેલો હોવાથી, શહેરના એ આખા ભાગમાં હજારો શહેરીઓ મકાનોમાં અને બન્ને બાજુએ ગોઠવાઇ ગયા હતાં. ઠામ ઠામ વાવટા તોરણો અને કમાનો બાંધી હતી. મહાત્માજી સાથે શ્રીમતી સરોજીની, કસ્તુરબા, અબ્બાસ સાહેબ તથા એક અમેરિકન દંપતી પણ એ કૂચમાં શામેલ હતા. ઠેકઠેકાણે મકાનોમાંથી મહાત્માજી પર પુષ્પવૃષ્ટિ થતી હતી. અંકલેશ્વરથી કેટલાકો સામૈયુ લઇને ભરૂચ આવ્યા હતા. મહાત્માજી નદી કિનારે પહોંચતાં ત્યાં હોડીઓ તૈયાર રાખી હતી, અને તેમાં બધા સૈનિકોએ સ્થાન લીધા પછી રાષ્ટ્રધ્વજથી શણગારેલી હોડીમાં મહાત્માજી કસ્તુરબા સાથે બેઠા. આશ્રમ છોડયા પછી બેસીને જવાનો આ પહેલોજ પ્રસંગ હતો. હોડીઓ ભરાતાં સઢ ચડયા અને વંદેમાતરમના ઘોષ વચ્ચે હોડીઓ ચાલી! એ દૃષ્ય દેવોને દુર્લભ હતું. ફુરજાના કોટ ઉપર હજારોની ઠઠ જામી હતી. મહાત્માજી સૌને વંદન કરતા હોડીમાં જતા હતા. પશ્ચિમ તરફ સૂર્ય આથમી ગયો હતો, અને સંધ્યાના પવનની મંદમંદ લહરીઓ તથા પતિતપાવની નર્મદાના ગેલ કરતાં મોજાં ઉપર મહાત્માજીની હોડી ધીમે ધીમે ચાલી! ઇતિહાસમાં અપૂર્વ એવું એ દૃષ્ય હતું. "સ્પેનિશ આર્મેડા"થી પ્રખ્યાત થયેલા ઇંગ્લાંડ અને સ્પેનના યુદ્ધનો ખ્યાલ બધાને

આવતો, પણ આ હોડીઓમાં જતાં સત્યાગ્રહી યોદ્ધાઓની કૂચ એ કરતાં લક્ષાવધિ ચઢીયાતી અને દૈવિ હતી. એમાં સ્ટીમરના લશ્કરી દોરની મગરૂબી નહોતી, પણ આત્મર્પણની શુદ્ધ અને અજય ભાવના એકેએક યોદ્ધાના મુખ ઉપર ખોલી ઉઠતી હતી. ધીમે ધીમે હોડી સામે પાર પહોંચી. ત્યાં દોઢેક હજાર માણસો મહાત્માજીને સત્કારવા સામે કિનારે આવ્યાં હતાં. અંકલેશ્વર જવાને રસ્તે દોઢેક માઇલ ચાલવું પડે તેમ હતું. એક નાના મછવામાં મહાત્માજી તથા કસ્તુરબાને બેસારીને કાંઠે કાંઠે એ મછવો ત્યાં સુધી લઇ જવામાં આવ્યો. સાક્ષાત દેવ અને દેવીશાં એ જોડાના દર્શન એ પ્રસંગે અલૌકિક હતાં. નાનકડો મછવો, આંખો પ્રકાશ અને ધવલ કીર્તિવડે તેજ પુલકિત વદનવાળા મહાત્માજીની આ સફર જોનાર પ્રેક્ષકોએ પોતાને ભાગ્યશાળી માન્યા હોય તો નવાઇ નથી.

પ્રાર્થનાનો ટાઇમ થઈ જવાથી નર્મદાને કિનારેજ પ્રાર્થના કરવામાં આવી હતી. પૂજ્ય ગાંધીજી ને કસ્તુરબાની ફરતી પ્રાર્થનામાં લોકોની ઠઠ જામી હતી. સૌનાં હૃદયને અને સારીએ કુદરત પણ એ દેવ યુગલને નમતી હોય એમ લાગતું હતું. પ્રાર્થના પૂરી થતાં અંકલેશ્વર તરફ કૂચ શરૂ થઇ હતી.

# મનઝિલ ૨૪ મી : અંકલેશ્વર



તા. ૨૬ માર્ચ : રાત

રાતના ૯ વાગે અંકલેશ્વરને ઉતારે આવી પહોંચ્યા. સભામાં રૂા. ૨૦૧)ની ભેટ આપવામાં આવી હતી. લગભગ ૭ હજાર માણસની ગંજાવર મેદની સભામાં જામી હતી.

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

આ તાલુકાની જે વિગત સાંભળી છે તે સંતોષકારક કહેવાય. સંતોષકારક છે કે નથી એ ખબર થોડા જ દિવસમાં પડશે. આપણા કામમાં દરેક માણુસ સ્ત્રી–પૂરૂષ દરેકની કસોટી થશે. આ લડતમાં હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, કોઇ જ બાકી નથી રહેવાના. હિન્દુસ્તાનની મુક્તિ કહો, આઝાદી કહો, જે કહો દરેકને વ્હાલી હોવી જ જોઇએ. એવો કોણ હોય કે હંમેશને

સારૂ ગુલામ રહેવા ઈચ્છે ? કેટલીક વખત એમ બને છે કે રાજ્ય પરદેશી કહેવાય ને કાંઈ દુઃખ ન હોય એમ પણ બને; અને રાજ્ય સ્વદેશી હોય ને દુઃખનો પાર ન હોય એમ બને. એવું જો રાજપીપળાને માટે હોય તો મારે મન પરદેશી રાજ્યમાં ને દેશી રાજ્યમાં કંઈજ ફેર નથી.

આપણે મીઠાના કરનો ભંગ કરી સ્વરાજ્ય મેળવવાની શક્તિનો સંગ્રહ કરવાનો છે. અને તે શક્તિ મીઠાના કરના ભંગમાં પેદા થવાની છે. મીઠું બધાને જોઈએ. પાણીને હવાની માફક મીઠું લગભગ સરખું જોઈએ. ઘી ઉપર કર નાખે તો સમજાય; કારણ ઘી બધાજ ન ખાઈ શકે; તવંગર ખાય. દારૂ ઉપર કર નાખે તો ચાલે. આ સરકાર ચતુર છે, બહાદૂર છે, અને મારા જેવો કહે રાક્ષસી છે. એ ગરીબમાં ગરીબ પાસેથી કર લે છે. એટલું ભલું છે કે હવા પર કર નથી નાંખતી. [હસાહસ] પાણી પર તો કર છેજ. જ્યાં નહેરથી પાણી આપવામાં આવે છે, ત્યાં કર લે છે. સારા જગતમાં કોઈ વસ્તુ ઉપર મીઠા જેટલો કર નથી. દર સો રૂપીએ ૧૪૦૦ ટકા કર લે તે કેમ ગળે ઉતરે ? આપણે નાદાન રહ્યા તેથી આજ સુધી વિચારજ નથી કર્યો કે ગરીબ પાસેથી પણ લેવામાં આવે છે ! ત્હેના બદલામાં તેને આપવામાં શું આવે છે ?

## મીઠાની લડતમાં છુપી શક્તિ

આ સરકાર મીઠાના કરમાંથી ૬ કરોડ રૂપીઆ એકઠા કરે છે. આ કર કાઢવા બધાજ શાને મદદ ન આપે ? સ્ત્રીઓ પણ શાને મદદ ન આપે ? ગરીબની આંતરડી દુઆ દે એ નથી ગમતું ? એ કર તો તમે બધા મદદ આપો તો આજે નીકળી જાય. અરે એ તે કેમ નીકળે ? બંડ કરવું પડે, અરે એને સારૂ બંડ વિગેરે કાંઈ ન કરવું પડે. જ્યાં મીઠું બનતું હોય ત્યાં જઈ

મીઠું બનાવીએ એટલે એ કર ગયોજ. મીઠાનો કર ગયે સંતોષ નહિં વળે. સ્વરાજ્ય પછી મેળવવાનું રહ્યુંજ. પણ આથી એ શકિત આવશે કે દુનિયામાં કોઇ આપણુને સ્વરાજ્ય લેતાં નહિ અટકાવી શકે. એ કર દૂર કરવા હું કોશીશ કરી રહ્યો છું.

મીઠાના ૬ કરોડ ને દારૂમાં ૨૫ કરોડ ગરીબના ખીસ્સામાંથી જાય છે. દારૂ પીનાર ભાન ભૂલે છે. જો તમે ઇચ્છો તો કાલે પીઠા બંધ કરાવી શકો. દારૂના વેપારીને અને દારૂ પીનારને સમજાવી શકો. મીઠાનો કર જાય કે એક કાયદો કરવાનો છે કે દારૂનાં પીઠાં ઉપડી જાય. અમેરિકામાં દારૂ સૌ લે છે ત્યાં દારૂ પીવો એ વિવેક ગણાય છે. એવા દેશમાં પણ દારૂનાં પીઠાની બંધી છે. આ દેશ તો સમજે છે કે દારૂ પીવો એ શેતાનનું કામ છે ત્યાં દારૂનાં પીઠાં રહીજ કેમ શકે ?

પહેલાં મીઠાનો કર કાઢવાનો હું પોકાર કરૂં છું એનાથી જે શકિત આવશે તેનાથી દારૂનાં પીઠાં બંધ થવાનાં જ છે.

હું ઇચ્છું છું કે મુખી મતાદારો રાજીનામાં આપે. અને આ મારી પાસે તો આવે છે પણ કલેકટરને મોકલાવ્યાં કે કેમ અને બીજા કોઇ નીમાયા હોય તેમના દર્શન કરવાની મારી ઇચ્છા છે. ( હસાહસ)

મુખીનું રાજીનામું એટલે સરકારના વાવટાની થોડીક નિશાની ચાલી ગઇ. મુખીના રાજીનામાં આપણુને ગુજરાતમાં મળે છે કારણ કે લોકોની સેવા કરનાર જેણે આપણુને ઉગાર્યા જેણે આપણી પાસે ખાવાનું નહોતું ત્યારે ખાવાનું આપ્યું તેને સરકારે જેલમાં પુર્યો છે. મુખીના રાજીનામાં જો નાટકનાં ખેલ જ હોય તો તે મને કાગળના ચીથરા સમાન છે.

આપણે તો સત્યાગ્રહ કરવો છે. સત્ય ત્યાંજ પરમેશ્વર છે. જરાક ખોટું કરીએ તો ઇશ્વર આપણી પાસે નથી જ. આ સત્યની લડત છે. સત્ય ન થાય તો ઘેર બેઠા રહીએ. આ ન થાય તો રોજ કાંતી વણાવી ખાદી તો પહેરી શકો.

## ખાદી ખુટી જાય ત્યારે ?

જ્યાં રૂ હોય ત્યાં ખાદી ખુટેજ નહિં. જેમ બાજરો હોય ત્યાં સુધી રોટલા ખુટેજ નહિં. હું આટલી બધી સીધીને સહેલી વાત કરવા નીકળ્યો છું. તમને આમાં મદદ કરવા ઇશ્વર પ્રેરો એવી મ્હારી પ્રાર્થના છે.

---

# મનઝિલ ૨૫મી : સજોદ



તા. ૨૭ માર્ચ : સવાર.

મહાત્મા ગાંધીજીએ પોતાની સૈના સાથે અંકલેશ્વરથી અહિં પડાવ નાંખ્યો હતો. બપોરે સભા મળી હતી.

## મહાત્માજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

હું આવતી કાલે સવારે ભરૂચ જીલ્લાની મુસાફરી પુરી કરીશ. આથી ભરૂચ જીલ્લાની સ્થિતિની સમીક્ષા કરવી જોઇએ.

એકલા ભરૂચ જીલ્લા દ્વારાજ સ્વરાજ્ય મેળવવા માટે ખરેખર ખુબ વખત લાગે. તમે સભાઓમાં હાજર રહો કે સૈનિકો

તરીકે નામ નોંધાવો એટલું બસ નથી. તમારે બીજી શરતો પણ પાળવી જોઈએ. જેમકે પરદેશી કાપડનો બહિષ્કાર, દારૂ નિષેધ વિગેરે. હું નવાઇ પામું છું કે આ જીલ્લામાં સારામાં સારૂં રૂ તમે ઉત્પન્ન કરો છો છતાં તમારૂં રૂ બહારગામ મોકલાય છે, અને તમે પરદેશી કાપડ વાપરો છો. ભરૂચમાં મેં વળી બીજું જોયું કે ત્યાંના લોકો દારૂ બહુ પીએ છે. આ બદીમાંથી છૂટવાની હું તમને અપીલ કરૂં છું. મીઠાના કર વિષેનો જગડો પતી જાય ત્યાર પછી હિંદમાં પરદેશી સુતરનો એક પણ તાંતણો ન રહે તે જોવાની આપણી ફરજ છે, અને પછી સાચી ઉત્કંઠાથી દારૂનિષેધના પ્રશ્ન પાછળ આપણે પડશું.

---

# મનઝિલ ૨૬ મી : માંગરોળ



તા. ૨૭ માર્ચ : સાંજ

મહાત્માજીની ટુકડી સાંજના ૬ વાગે સજોડથી ઉપડી રસ્તામાં એક ગામ આવ્યું હતું ત્યાંજ પ્રાર્થના થઇ. ત્યાર બાદ માંગરોલ પહોંચ્યા હતા. ત્યાં સ્વાગત સારૂં થયું હતું. થોડીવાર આરામ લીધા બાદ સભા રાખવામાં આવી હતી.

ડો. ચંદુલાલે શરૂઆતમાં જણાવ્યું કે હવે મહાત્માજીનો એકજ મુકામ બાકી છે. ખેડા જીલ્લા પાસેથી અંગુઠો આપીને લીધેલો આજે હવે સુરત જીલ્લાને આપવાનો છે. અમારૂં કામ બહુ હળવું છે એ અમે જાણીએ છીએ. ખરી લડત તો સુરત જીલ્લાને લડવાની છે. જુમ્મો સુરત જીલ્લાને માથે છે. ભરૂચ જીલ્લામાં ચાર મેદાન થાય એમ છે. ઇશ્વર કૃપા હશે તો ફરીએ અગર તમે પકડાઓ ત્યારે લડત શરૂ કરવામાં આવશે. અને

મોટી ટુકડીઓ મોકલવામાં આવશે. આપને પકડશે તો જામગ્રી વધતી જશે અને ટેટા ફુટતા જશે.

## મહાત્માજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

એ તો ચન્દુભાઇની ટેક છે. પણ હમણાંજ ભજન સાંભળ્યું કે અર્જુનની ટેક રાખનાર બળ નહિં પણ ઇશ્વર હતા. જ્યારે ઇશ્વર રૂઠયા ત્યારે એજ ધનુષ્ય અને એજ બાણ છતાં કાબે એને લુટયો. હાથમાં કાંઇજ જોર ન રહ્યું. દ્રોપદીને પાંચ રક્ષા કરનારા હતા અને તે પાંડવો છતાં એની ટેક તો ભગવાને રાખી. આપણે આપણી નબળાઇનો સ્વીકાર કરીએ છીએ પણ અમારી ટેક રાખનાર ઇશ્વર છે એટલે રાતામાતા થઇને ફરીએ છીએ. જ્યાં સુધી આપણું યુદ્ધ સાચે સાચું છે અને જ્યાં સુધી એમાં ઈશ્વરનો હાથ છે એમ માનીએ છીએ, ત્યાં સુધી આપણે કાં ન લડીએ? મીઠા વેરો તો ગયો જ છે. રહેશે તો કદાચ એક બે મહીના; જુગ જુગ સુધી તો નથીજ ટકવાનો. અત્યાર સુધી કર વેરો છતાં નિમકહલાલ રહ્યા પણ હવે તો આપણે નિમકહરામ થવાના છીએ. મીઠું પકવવા દોડી જઇ સરકારના કાયદા તોડશું. પણ આપણે બીજી વસ્તુ પણ કરવાની છે. આપણે ૧૯૨૦થી વિદેશી કપડાં છોડી દેવાની વાત કરતાં આવ્યાં છીએ. ગુજરાતને પરહેજ કરવામાં આવે તો શું સ્થિતિ થાય? આપણી પાસે કેટલી ખાદી છે? કેટલી ઉત્પન્ન થાય છે? આપણે કહેતા આવ્યા છીએ કે આપણે આત્મશુદ્ધિ કરવી છે. અને તોયે દારૂ પીતા આવ્યા છીએ. જે પીતા હોય તે તો વિચાર કરી જ ન શકે અને બીજા પીતા હોય ત્યાં સુધી આપણને વિચારવાનું કારણ નથી એમ માનતા આવ્યા છીએ.

આજે મીઠાવેરો જાય તો સ્વરાજ્ય, દારૂ જાય તો આજે સ્વરાજ્ય, વિદેશી કપડાં બળે તો તરત સ્વરાજ્ય મળે. દારૂ પીનારને આપણે સમજાવી શકીએ. મીઠું તો બધા બનાવે. છોકરીઓ તો જુએ ને મઝા કરે માતા. બીજે દિવસે તેમના આગળ પેલું મીઠું મુકે તો કહે આ નહિં હું તો મારા હાથનું બનાવેલું મીઠું ખાઇશ. માતા કહે એ તો ચોરીનું છે તો છોકરા કહે કૃષ્ણ ભગવાન ચોરી કરી આવ્યા હતા. તે પણ માંખણ ચોરતા હતા ને? દરીયો શું સરકારનો છે? એ તો હિન્દનો છે. એ કયાં વિલાયતથી લાવ્યા હતા? માતા ચુપ રહેવા કહેશે તો મોટા ધાંટા પાડીને કહેશે.

આ ગામના બધાજ પરદેશી કપડાં બાળી નાંખી ખાદી પહેરે અને દારૂ છોડવાનું સમજાવે તો રસ અને સુરાજ્ય જામે. જેમ પાણી ઉડતાં મીઠું જામે તેમ આપણી નબળાઇ ઉડતા સ્વરાજ્ય જામે.

મીઠાના કાયદાનો ભંગ કરવામાં બધા જ ન જોડાય એ સમજી શકાય એવી વાત છે. પણ બધા આટલું તો કરેજ એટલે સ્વરાજ્ય તો ઢુંકડું આવ્યું.

## હિસાબ પછી કરજો

સ્વરાજ્ય ઢુંકડું આવતાં યે હિસાબ તો કરવાના રહેવાના. મુસલમાનો કહેશે અમને શું મળશે? અને આમ તલવારો ખખડશે અને એવું એવું તો રહેશેજ. પણ સ્વરાજ્ય ભાગોળે લાવવા પુરતી શક્તિ લાવવા સારૂં આપણે દરેકે પોતાનો વખત રાષ્ટ્ર સારૂ આપવો જોઇએ. આપણે એકેએક મિનિટનો હિસાબ આપવાનો છે. આજે શું કર્યું? કેટલાને દારૂ છોડાવ્યો? એ હિસાબ દરેકે કરવો જોઇએ. દારૂ છોડાવ્યો એટલે ઉત્પન્ન કરવાની શક્તિ

વધી. આ બધું તમે સમજી જાવ તો–સરદાર જેલમાં બેઠા છે તેને પણ લાગે કે તેનું શિક્ષણ ઉગ્યું.

હવે મીઠાના કાયદાનો ભંગ તા. ૬ઠીએ કે કયારે, એ તો મારે બતાવવાનું છે. એના લેખ હોય તો ૬ઠ્ઠી પહેલાં એ થાય. મને પકડયો એટલે ૬ઠ્ઠી આવીજ. પછી મને આજે પકડે કે કાલે; અને મને પકડે કે તરત તમારે જ્યાં મીઠું બનાવી શકાય ત્યાં પહોંચી જઇ મીઠું બનાવવું. હું જ્યારે પકડાઉં ત્યારે તમે બધા નિશ્ચય કરજો કે એક લંગોટી પર રહીશું, પણ ખાદીજ પહેરશું. હું તો કહેતો આવ્યો છું અને હજુ પણ કહું છું કે સ્વરાજ્ય એ તો સુતરને તાંતણે છે. એ એટલો મજબુત છે કે તુટી જાય નહિ અને સ્વરાજ્ય જાય નહિં. પણ એ કાઢવો જોઇએ.

ઇશ્વર તમને આજે કહેલી બધીજ વસ્તુ સમજવાની અને કરવાની શકિત આપો.

# મનઝિલ ૨૭ મી : રાયમા



તા. ૨૮ માર્ચ : સવાર

માંગરોલથી સવારના ૭ વાગે સૈનિકોએ કૂચ શરૂ કરી હતી. અને સાડા આઠ વાગે રાયમા આવી પહોંચ્યા હતા. આ ભરૂચ જીલ્લાનું છેલ્લું ગામ છે. લોકોમાં વિદાયના વંદનના ભાવભર્યા ઉત્સાહ ઉછળતા. ૩–૩૦ વાગે સભા રાખવામાં આવી હતી. સભામાં સ્ત્રી પુરૂષોની મેદની ઠીક જામી હતી. શરૂઆતમાં સંગિત થયું અને ત્યાર બાદ શ્રી. ચન્દુભાઇ નીચે પ્રમાણે મહાત્માજીને ઉદ્દેશીને બોલ્યા હતા.

આ રાયમા ભરૂચ જીલ્લાની આપની મુસાફરીનું છેલ્લું ગામ છે. આપ અમારા બધાના ભલા સારૂ યુદ્ધ લડી રહ્યા છો જે સારૂ અમારા અંતઃકરણ ગદ્દગદ્દ થાય છે. જેના દિલમાં હું હિન્દુસ્તાનનો છું એમ થાય છે તે દરેક પ્રાર્થના કરે છે કે આપને ફત્તેહ મળો, ફત્તેહ મળો. એવો કોઇકજ કમનશીબ હશે કે જે એમ

નહિં ઇચ્છતો હોય. અમારા જીલ્લામાં ઘણી ત્રુટીઓ છે પણ ઇશ્વર અમારી ટેક રાખશે, એમ મ્હને પૂરો વિશ્વાસ છે. આ જીલ્લો આપ હુકમ આપશો ત્યારે યુદ્ધમાં પડશે. જ્યારે બ્યુગલ વાગશે ત્યારે આ જીલ્લો પાછળ નહિં પડે. ઇશ્વર આ જીલ્લાની આબરૂ રાખો. ઇશ્વર આપને યશ આપો.

## કાંતવાની પ્રતિજ્ઞા

ત્યાર બાદ પૂ૦ ગાંધીજીએ ચન્દુભાઇએ લીધેલી પ્રતિજ્ઞા લોકોને કહી સંભળાવા જણાવ્યું. ત્યાર બાદ ચન્દુભાઇએ જણાવ્યું: બાપુજી ધારે છે કે મરવા કરતાં પણ મારે માટે એક વસ્તુ કઠણ છે. કાંતવું એઓ માને છે કે મરવા કરતાં પણ મારે સારૂ અઘરૂં. હું પહેલાં કાંતતો હતો પણ કોઇ કારણસર કાંતવાનું નથી બન્યું. એમનો રેંટીઓ મેં માગી લીધો છે અને એમને વચન આપ્યું છે કે જ્યારે જ્યારે હું ભરૂચમાં હોઇશ ત્યારે એ રેંટીઆ ઉપર હું હંમેશ કાંતીશ. અને ભરૂચ બ્હાર તકલી પર યા તો અન્ય રેંટીઆ પર.

## પૂજ્ય ગાંધીજીનું ભાષણ

ચંદુભાઇ, ભાઇઓ અને બ્હેનો !

ગુજરાતનો કોઈ પણ જીલ્લો છોડવો એ મુશ્કેલ લાગે છે. દરેક જીલ્લામાં રહી જઇએ અને અહીંજ મીઠું પકવવાનું શરૂ કરી દઇએ એમ થાય છે. પણ એવું બને છે કે આપણને પ્રિય હોય તે હમેશાં આપણે નથી કરી શકતા. શ્રેયસ્કર હોય તે કરીએ છીએ, એટલે દાંડી પહોચવુંજ જોઇએ. રસ્તામાં આસ્માની સુલતાની થાય અને દાંડી ન પહોંચાય એ વાત જુદી છે પણ આપણે તો ત્યાં જવું રહ્યુંજ. દસમું લાગે એ સહન કરીને જવું ભલું છે અને એથી આજે તમારી પાસે વિદાય લેવાની .

## કામદારોનો યુગ

રાયમા હિસાબ કરતાં માંગરોલ કરતાં ચઢે એમ છે. અહીં ૧૫ સ્વયંસેવકો છે. અને એમાં વાળંદ પણ છે. તેની પાસે આજે હજામત કરાવવાનું સુભાગ્ય સ્વયંસેવકોને ને મને પ્રાપ્ત થયું. આ યુગ કામદાર વર્ગનો છે. આજે છાપામાં વાંચીએ છીએ કે આસામમાં એક મોચીને વકીલ કરતાં ધારાસભામાં જવા માટે વધારે મત મળ્યાં એ પણ ઠીક થયું. ધારાસભામાં જવું એજ આપણે ખરાબ ગણીએ છીએ એટલે એને અભિનંદન તો ન મોકલાવી શકીએ પણ એ ઠીક છે કે વકીલ કરતાં એક કામદાર વધારે મત મેળવી શકે છે. આપણે સ્વરાજ્ય લેવા નીકળ્યા છીએ ત્યારે આપણે જેને તુચ્છકાર્યા છે તેમને અપનાવવા જોઇએ. જે પોતાના શરીરને કસીને તેમની આજીવિકા કમાય છે, તેમને અપનાવવાજ જોઇએ. હું તો એવી ટુકડી ઇચ્છું કે જેમાં ઢેડ, ભંગી મોચી, લુહાર, સુતાર, કડીઆ બધાજ હોય.

## આ લશ્કરમાં બધા આવે

આપણી સભાઓમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યાહુદી બધાજ હોય. આપણે તો બધાજ ધર્મના અને બધીજ જાતના હોય એમ ઇચ્છીએ. આપણાં લશ્કરમાં સ્ત્રીઓ અને બાળકો પણ હોય. કાં ન હોય? આપણું લશ્કર થોડું લુંટવા–વ્યભિચાર કરવા જવાનું છે? એવું હોય તો સ્ત્રીઓ ને બાળકોને બાદ રહેવુંજ જોઇએ. એવા લશ્કરમાં ન મળે બાળક, કુમારિકા કે વૃદ્ધનું નામ, પણ આપણા લશ્કરમાં તો અલ્લાહો અકબર કે રઘુપતિ રાઘવ રાજા રામના પોકાર. ઇશ્વર તો નનામો છે. આ લડતમાં તો બધાંજ આવી શકે.

## બચ્ચાંને પણ સાથે લો

આપણા ગામની પાસે મીઠું નીકળતું હોય તો બાળબચ્ચાંને

લઇને જઇએ. છોકરાં પાસે એ ધંધો કરાવી શકીએ, કારણુ એમાં કાંઇ ચોરી નથી. છોકરાંને સમજાવીએ કે આ તો સરકારે કર નાખેલો છે. છોકરાં કર વગરેની પુછપરછ કરે તે સમજાવીએ. આ રીતે છોકરાંને આપણે સ્વરાજ્યના પાઠ પઢાવી શકીએ. આપણે આ લડતમાં ગામડાં ને ગામડાં હોમી દઇએ પછી કોની મગદુર છે કે મીઠાનો કર ન કાઢે? ૧૨ મીથી આ કુચ શરૂ થઇ અને હિંદુ મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી બધાએ દુઆ આપી ત્યારથી એ કર તો ગયોજ છે. સરકારને દફતરે ભલે હોય પણ એ ગયા જેવોજ છે, માટે આ લડતમાં તમે બધા લ્હાણુ લ્યો. છઠ્ઠી તારીખે હું જ્યારે દાંડી પહોંચું ત્યારે અગર વચમાં જો હું પકડાઉં તો ત્યારે પેટ ભરીને લડતમાં તમે બધાજ ભાગ લેજો અને પેટ ભરીને મીઠું બનાવજો. પકડે તો પકડવા દેજો અને જે કરવું હોય તે કરવા દેજો. મીઠું તો આજે જેમ આપણે માટી લઇએ છીએ તેમ લાવવાનું હોય. મીઠું લેવા વેપારીને ત્યાં શું જવાનું હોય? મીઠું તો જેમ બાવળના દાતણુ મળે છે તેમ મીઠું મળે.

## ન્યાયનું અંધેર

અહીંનો ચાલ એવો છે કે જાડાને ને પાતળાને એકજ શૂળી. અહીંઆ તો ભીખારી ને તવંગરને સરખોજ કર આપવાનો. આવો જુલ્મ મેં જગતના ઇતિહાસમાં ક્યાંયે વાંચ્યો નથી. નીમક એ શબ્દમાંજ ચમત્કાર છે. દરેક ભાષામાં એ શબ્દનો ભાવ ઉંચો છે. હું ત્હમારૂં નીમક ખાઉં છું એમ કહેવાય છે. એના ઉપર જકાત? એ તો શેતાન મનુષ્યના મગજમાંથી નીકળેલી વસ્તુ છે. સાધુ પુરૂષના મગજમાંથી એ નીકળે જ નહિં. મીઠાનો કર કઢાવશું એટલે સ્વરાજ લેવાની તે વખતે શક્તિ આવશે. બીજું આપણે વિદેશી કપડાં કાઢી નાખવાનાં છે. વિદેશી કપડાં પહેરીને તમે અહીં આવ્યા છો તે મને ખુંચે છે. એમ.

બધાને કાંતતા જોઇ ચંદુભાઇને પણ થયું કે એણે કાંતવું જોઇએ અને એથી એણે મારી પાસેથી રેંટીઓ લઇ લીધો ને મેં એને બાંધી દીધો. નહિં તો એને રેંટીઆની શું મણા હતી? મીઠાની લડતમાં દરેક માણુસ ન જોડાઇ શકે તો દરેક માણુસ સારૂં કાંતી તો શકે જ. અને બાળક મ્હારાથી ચઢી પણ જાય. આવી સુંદર સ્હેલી–સસ્તી વસ્તુ પ્રજા નથી કરતી એ તો આપણું આળસ–એમાં આપણી હિંદુસ્તાન પ્રત્યેની બેવફાઇ છે. ૬૦ કરોડનું કાપડ આપણેજ બનાવી લઇએ.

જો આપણને ગરીબ માટે પ્રેમ હોય તો ઘટતી ખાદી નીકળવીજ જોઇએ. મીઠાનો કર તો હવે ગયોજ સમજજો. પણ બીજું ન કરીએ ત્યાં સુધી સ્વરાજ્ય ન મળે. દરેક ખાદી પહેરે ને કાંતે. અહીં તો આજે ખાદી વણવાની શાળનો મધુર નાદ સંભળાતો હોવો જોઇએ. એ કેવી સુંદર વસ્તુ છે?

### સ્વતંત્ર હિંદમાં ઝઘડા ન હશે

બીજી પણ કેટલીક જરૂર પડશે. હિન્દુ, મુસલમાન, પારસી બધાને એક થવું પડશે પણ એ તો સ્હેલું છે. મીઠાના કરમાં કોઇ ધર્મ કે કોઇ જાત બાકી નથી મૂકી. એ તો બધાજ પર છે. પાછળથી આપણને લડવું હોય તો લડીએ. પણ મીઠા વેરો દુર કર્યા પછી જ્યારે એક બીજા સામું જોઇશું ત્યારે આપણને એમ થશે કે આપણે લડતા હતા તે મુર્ખા હતા. અત્યારે લડે છે શું કરવા, ધારાસભામાં જવાના હકને માટે–ત્યાંની જગ્યાઓ માટે. સ્વતંત્ર હિન્દમાં લડવાનું કેવું?

અત્યારે તો આપણે ડરીએ છીએ, પડછાયાથી પણ ડરો છો. તમે બધા મીઠાની લડત લડવામાં સંપુર્ણ મદદ કરો. અને તે ન કરો તો બીજી બે વસ્તુ કરો. અને એ કરો એટલે એમ થયું કે આખો ભરૂચ જીલ્લો લડતમાં રોકાઇ ગયેલો છે.

# મનઝિલ ૨૮ મી : ઉમરાચી



તા. ૨૮ માર્ચ : સાંજ

રાયમાથી સાંજના ૬ વાગે સૈન્યે કુચ શરૂ કરી. રસ્તામાં જ પ્રાર્થના થઇ. કીમ નદી ઓળંગવા વાંસના ત્રાપાનો સુંદર પુલ બનાવવામાં આવ્યો હતો. બાપુજી વાંસ ઝાલીને તે પુલ ઉતરતા હતા ત્યારનું દ્રશ્ય અલૌકિક હતું. રામચંદ્રજી શેતબંધુ રામેશ્વર ઉતર્યા હતા તે દ્રશ્ય નયન આગળ આલેખાવા લાગતું હતું. સુરત જીલ્લામાં પ્રવેશ થતો હોવાથી સુમંત મ્હેતા તો સત્કાર કરવા નદી ઓળંગતા પહેલાં જ આવ્યા હતા. સભામાં પાંચ હજાર માણસોની મેદની જામી હતી. મીઠુબ્હેન પીટીટ પણ સભામાં હતાં. સુરતથી ઘણી મોટરો આવી હતી. શ્રી. કનૈયાલાલ દેશાઇએ ગામની હકીકત જણાવતાં હાર્દિક સ્વાગત કર્યું હતું.

## શ્રી. કાનજીભાઇનું વિવેચન

ભાઇઓ અને બ્હેનો,

આજે આપણે પૂ. મહાત્માજી ને એમની સાથેના સૈન્યને આવકાર આપવા એકઠા થયા છીએ. આપ સૌ આ સંઘ શા માટે નીકળી પડયો છે તે જાણો છો. આપણું બધાનું કામ એક જ છે કે જે લડતને માટે મહાત્માજીએ આ કામ ઉપાડયું તે પુરૂં થતાં સુધી ભાઇઓ તેમ જ બ્હેનો લડતમાં જોડાઇ જાય. આ તાલુકામાં રજપુત ભાઇએ સૈનિક તરીકે નામ નોંધાવ્યું ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. યુવાન ભાઇઓ લડતમાં સારો ભાગ લે એમ આશા રાખીએ છીએ. સુરત જીલ્લાને બારડોલીની લડતમાં ભાગ લેવાનો અવસર મળ્યો હતો, અને તેથી તેણે તો લડતની તાલીમ લીધેલી છે. તમે ભાઇઓ અને બ્હેનો માત્ર તમાશાને માટે એકઠાં થયાં નથી.

## ગાંધીજીનું ભાષણ.

ભાઇઓ અને બ્હેનો,

અમદાવાદ જીલ્લો, ખેડા જીલ્લો, ભરૂચ જીલ્લો એ ત્રણે જીલ્લા પસાર કરીને આજે હું સરદારના વ્હાલા જીલ્લામાં આવ્યો છું. સરદારને એક જીલ્લો વધારે વહાલો છે એમ કહેવામાં અભાવ થાય, પણ હું એ અમુક અર્થ વાપરૂં છું. સરદારે સુરત જીલ્લાની સેવા તાજેતર કરી છે એટલે તેમને અને અમોએ બારડોલી વિશેષ એટલે હું વ્હાલો જીલ્લો કહેવામાં તમારી લાગણીનું પ્રદર્શન કરૂં છું અને એ વાત સાચી હોય તો મારે સુરત જીલ્લામાં વધારેમાં વધારે આશા રાખવી જોઇએ. તમે સરદારની કરેલી સેવાની ભુજ કરેલી છે પણ હવે તો એથી તમારે માથે વધારે જવાબદારી આવેલી છે. કારણ સરદારને ખેડા જીલ્લામાં પકડવાની

હિંમત અગર દુષ્ટતા સરકારે કરી એ સુરત જીલ્લો કેમ સહન કરે ? ઓરપાડમાંથી ૫૦ ટકા રાજીનામા આવ્યાં છે પણ હું તો ઇચ્છુ છું કે હું દાંડી પહોંચું તે પહેલાં એક પણ મુખી કે તલાટી બાકી ન રહે કે જેણે રાજીનામું આપ્યું ન હોય. દાંડી હવે એકલા સુરત જીલ્લાનું ન ગણતાં આખા હિંદુસ્તાનનું ક્ષેત્ર ગણવું જોઇએ.

## છસો હાથની સલ્તનત

મુખીને પગાર નથી મળતો. એ કાંઇ પગારમાંથી પેટ નથી ભરતા. લાંચ લઇને, પ્રતિષ્ઠાને વટાવીને પૈસા એકઠા કરે છે. પણ તલાટીને પગાર મળે છે તેમાંથી એ નિર્વાહ કરે છે એમ કહેવાય છે. પણ તલાટીને પણ લોકો નજરાણું આપે એમ થાય. મુખીને સરકાર નજરાણું આપે. તલાટીને લોકો નજરાણું આપે. જેનું મુળ આવું છે ત્હેનું મુખ કેવું હશે ? સરકારનું મુળ એ પટેલને તલાટી અને મુખ એ વાઇસરોય સાહેબ, પણ મેં હમણાં જરા ફેરવેલું છે. વાઇસરોય સાહેબને ૩૦૦ હાથ છે અને તે પેલા કલેક્ટર અને તેમને બબ્બે હાથ એટલે ૩૦૦ મુખ અને ૬૦૦ હાથ કહો એથી સલ્તનત ચાલે છે. એ સલ્તનતમાંથી આપણે નીકળી જવું જોઇએ એનો આ પ્રયાસ છે. ૬૧ મે વર્ષે કૂચ શી ? ૬૧ મે વર્ષે તો હિમાલય જવાનું હોય. પણ હું તો ઉલટો ધર્મ શીખ્યો છું. મ્હારે તો આમ યાત્રા કરવી છે. જ્યાં લગી એક પણ દેશમાં રાક્ષસી રાજ્ય ચાલતું હોય તેને ઉથલ-પાથલ ન કરીએ તો એ માણસ ધવલગીરીની ટોચ પર પહોંચે તો [illegible] ન મળે. પ્રભુનાં દર્શન તો દોહ્યલાં છે. પરમેશ્વર જેવો હોય [illegible] કોટીના હૃદયમાં જોઇ શકીએ છીએ. જ્યાં સુધી આ સલ્તનતનો નાશ ન થાય ત્યાં સુધી આટલાં વર્ષ પણ મને શાન્તિ ન મળે. અત્યાર સુધી હું શાન્ત બેસી રહ્યો હતો

તે વખતે મિત્રોની ગાળો અને ટાણાં ખાતો હતો. પણ એમાં હું ડર્યો હતો. મને લોકો ઉપર અવિશ્વાસ મૂકવાનો જરાયે હક્ક ન હતો. બારડોલીમાં લોકોએ અજબ શાન્તિ જાળવી. બારડોલીએ ભૂલ નથી કરી એમ નથી કહેતો. જગતમાં દોષ ન હોય એવી કોઇ વસ્તુજ નથી. ગુણ અને દોષ બન્નેજ હોય. જ્યાં દોષ વધે ત્યાં થોડા ગુણ હોય તો તે છોડી દેવું; અને જે ઠેકાણે ગુણ વધે ત્યાં ગુણની સ્તુતિ કરવી. બારડોલીએ એકંદરે જગતને આશ્ચર્ય પમાડે તેવી શાન્તિ જાળવી.

## મુખી તલાટી રૂપી તંત્રના ટાંટીઆ ભાંગો

હું આંધ્ર કલકત્તા, લાહોર બધે ગયો, ત્યાં પણ શાન્તિ જોઇ. હિંસા જોઇ પણ સાથે સાથે અહિંસા પણ જોઇ. એટલે મ્હારી હિંમતનો પારો વધ્યો અને વિચાર્યું હવે તું ચુકશે તો દેશદ્રોહી થવાનો છે. પછી ગમે તે થાય પણ તેમાં તું નિમીત્ત નહિ થાય. આપણે તો સ્વરાજ્ય પ્રાપ્તિ માટે આત્મશુદ્ધિ કરવાની છે. ઇશ્વરને નામે જો આરંભ કર્યો હોય ને ભૂલ થાય તો પણ ઇશ્વર પર રેડવાનો છું. એ તો જેટલો બોજો મૂકે તે હું અને જગત સહન કરી શકે એમ છે. મારા ખભા તો લાકડી મારે તો કટકા થઇ જાય એવા છે. આ લડતમાં હું તમને નોતરવા આવ્યો છું. તમે સારી રીતે કામ કરો તો સરદાર ત્રણ મહિના પહેલાં છૂટે. હું મુખી ને તલાટી પાસે રાજીનામા માંગુ છું. મુખી ને તલાટી એ બે ટાંટીઆ ઉપર આખું રાજ્ય ચાલે છે. એ તુટયા એટલે આખો માળો બેસી ગયો. પણ એ રાજીનામા સાચાં હોવા જોઇએ. પછી આપણે .કલેકટર કે વાઇસરોયના રાજીનામાની જરૂર નહિ પડે. કલેકટર લાલ આંખ કરે, પુરી મુકે કે ગમે તે કરે તો પણ એ મુખીપણું ન ખપે. પણ આપણે રહ્યા ડરપોક કે બીજા નોકરી લેશે તો? એ ડરજ

ખોટો છે. બહારનો મુખી આવે ને ડરાવે તો કહી દેવું કે અમે કેટલી વીસે સો થાય એ જાણીએ છીએ. મારપીટ શું કરે? તમે સમજી જાવ તો તમને જરા પણ શું રંજાડી શકે? મારે તો સ્વરાજ્ય રામરાજ્ય યા તો ધર્મરાજ્ય જોઇએ છે. દીનરાજ્ય જોઇએ—કરોડપતિને સારૂ મારે રાજ્ય જોઇએ એમ નથી. એ તો સુખી છે પણ દીનરાજ્ય લાવતાં સ્હેજે કરોડપતિની સેવા થાય છે. તેને મારી કે તમારી ગરજ નથી. થોડા વખતમાં મુંબઇમાં સ્વદેશી કહેવાતી મીલ પરદેશી બનશે. દશ કરોડ રૂ. એને સરકાર તરફથી મળશે. એનું કાપડ પહેરશો તો મૂર્ખ બનશો.

આપણા એક પણ કામમાં મેલ ન હોય એમ હું ઇચ્છું છું. ૬ઠ્ઠી તારીખે હું ચાર્જ છોડી દેવાનો. મ્હારૂં કામ તો થઇ ગયું પછી કોંગ્રેસના હાથમાં તેનો ચાર્જ આપવાનો. તેમાં તમે પુરેપુરી મદદ કરો તો બસ છે. રાજીનામાં તો ગુજરાતને માટે છે કારણ ગુજરાતમાં સરદારે કામ કર્યું છે.

## વીરસદના પટેલના દગાથી મને ખંજર ભોંકાયું

જરા પણ તમારી કરેલી ચીજમાં મેલ હોય તો ન કરશો. પણ વીરસદના પટેલ જેવું કરો તો મારા કાળજામાં ખંજર ભોંકાયા જેવું થાય. વીરસદનો પટેલ તો ફૂટી બદામનો નીકળ્યો. સાપનો કરડયો અળશીયાથી બીએ એટલે મને સુરત જીલ્લાનાં રાજીનામાં ખરા છે કે ખોટાં એમ શંકા થાય છે. ભરૂચ જીલ્લાના પણ ખરાં છે કે ખોટાં એમ ભય રહે છે. એ રાજીનામાં ખોટાં હોય તો એને બાળી મુકો એના વિના લડત જીતાશે. એક બે મહીનામાં પટલાઇ મળશે એમ પણ માનશો નહિ.

## સત્યથી લડત જીતાશે

સરદાર વલ્લભભાઇ જાય, મારા હાડકાં રાખ થઇ જાય તો પણ સ્વરાજ્ય ન મળે. આપણે તો બ્હારવટાં કરવાં છે, અને તેયે જેની ઉપર સૂર્ય નથી આથમતો તેવી સલ્તનત સામે એ કોઇ સહેલી વાત છે? પણ જેમ સત્યની ફૂંક લાગતાં અસત્યનો પૂંજ ગળી જાય તેમ આ સલ્તનત ઉડી જશે.

તમે અમને દગો ન આપશો. અમને દગો એ ભારતમાતાને દગો દીધા બરોબર થશે છતાં વિશ્વાસ હોય તો દરબાર ગોપાલ-દાસની વાત માનજો કે ઢસા કોઇનું નથી થવાનું એ નહિ તો એના વારસો રાજ કરશે. એ તો છઠ્ઠીના લેખ છે કે રાજ્ય ગોપાળ-દાસનું. મ્હારી પોતાની વસ્તુને કોણ છીનવી લે? એટલી ત્હમને શ્રદ્ધા હોવી જોઇએ. ભલેને અત્યારે ઢસાની ગાદી પર કોઇ બીજો બેઠો હોય. એ તો લુટારૂ છે. અને દરબારે શું ખોયું છે? એ તો આખા ગુજરાતમાં દરબાર દરબાર થઇ રહ્યા છે. આ પટેલ બેઠા છે એમણે શું ખોયું છે? એણે ગુલામીપણું ખોઇને ખરી પટેલાઇ લીધી છે. માટે દરબારના જેવી હિંમત હોય તો કરજો, પછી ભલેને સરકાર મુખી તલાટી પર જુલ્મ કરે. હું તો ઇચ્છું કે સરકાર જુલ્મી ન થાય. એને હાથે ડાયરશાહી કે નાદીરશાહી ચાલે એવું હું ઇચ્છતો નથી. એથી તો હું ફુંકી ફુંકીને પગલાં ભરૂં છું. હું તેનો મિત્ર છું. હું તો મિત્ર તરીકે કામ કરી રહ્યો છું. તેને એમ લાગે કે હું ઇંગ્રેજનો અને તમારો મિત્ર હોઉં એ ન બને તો તમે મને દૂર રાખજો. જો હું તેમનો મિત્ર ન હોત તો ઇંગ્રેજને જાસુસ કરીને ન મોકલતે. મેં એની પાસે કાગળ વંચાવ્યો તેને ગમ્યો ત્યાર પછી મોકલ્યો. તે છતાં હું જાણું છું કે તેઓનો પિત્તો જરાક જરાકમાં ઉછળે છે. તેઓ ભૂલે એવા છે. બંગાળ

કે મુંબઇમાં કાંઈ ભૂલ થાય તેના પડઘા વહોરી લેવા હું ઇચ્છું છું. હિંદનું સ્વરાજ્ય ગુજરાત મેળવી આખા હિંદની સેવા કરી લે એમ ઇચ્છું છું. મોતીલાલ નહેરૂ જંબુસરમાં એમજ કહી ગયા કે ગુજરાત પર તો બધા આશા રાખે છે. ગુજરાત જો ગાજરની પીપુડી વગાડશે તો તેની પર બધા થુંકશે. મુખ્ય કામ તો મીઠા પર ચઢાઈ કરવાનું છે. હું દાંડી પહોંચું કે બધાજ જ્યાં જ્યાં મીઠું બનાવાય ત્યાં બનાવે. ગામની નજીક હોય તો આખુંએ ગામ જાય, પછી ભલે તેને કેદ કરે. મીઠાનો કર તો બધાને માટે અન્યાયી છે. એટલે મીઠાનો કર તો ગયોજ એ હું તમને કહું છું. મુખી મતાદારને રાજીનામા આપવા હોય તો આપે, નહિ તો ઘરમાં બેસી રહે. આપણને એ કર ન સમજાયો કારણ આપણે અંધારામાં રહ્યા. આપણે બધા તે વખતે નીમકહરામ હતા એ કર બે ટકા પાંચ ટકા સાત ટકા હોય. અહિંઆ તો ૧૪૦૦ ટકા કર. અને તે એ જે વસ્તુ વગર માણસ ન ચલાવી શકે તેના ઉપર. આપણને કદાચ એ બોજો ન જણાય પણ ગરીબને કેટલો સાલતો હશે? ૮૦ માણસો મરશું પણ પાછા નહિ હઠીએ એવી પ્રતિજ્ઞા લઇને નીકળ્યા છીએ એટલે કર તો ગયોજ સમજો. પણ આપણે તો સ્વરાજ્ય લેવું છે. સ્વરાજ લેવું સ્હેલ છે એમ બ્હેનોએ તો હમણાં ગાયું પણ તે સ્હેલું તો બતાવો. તમે શરાબનું કામ ખુબ કર્યું તે સારૂ મુબારકબાદી, પણ ખાદીનું કામ નથી કર્યું તે સારૂ શું? ઠપકાની દરખાસ્ત કરશો? સ્વરાજ્ય સુતરને તાંતણે છે એમ જાણજો. એવું ન સમજતા કે મીઠાના પ્હાડમાં છે. કરોડોને એ સિવાય ધંધો અપાય એમ છેજ નહિ. કરોડને સુખી રાખવાનું બીજું એકે સાધન નથી.

સ્વરાજ્ય સારૂ મીઠું બ્હેન તો ઘેલી થઇ છે. એણે ઘરબાર

બધું છોડયું છે એનો ઉપયોગ તમે બાટલીઓ ચઢાવવામાં કરો! શરાબ પીનારને અને દારૂનાં પીઠાંવાળાને પ્રેમ પાશથી બાંધી દઈએ તો છોડી દેશે. મીઠું બ્હેન કાં ન જાય?

આ બધું કરો એટલે સ્વરાજ્ય તો ઢીંગલી નાચે એમ નાચી રહ્યું છે. બધાજ સરદાર વલ્લભભાઈ પ્રત્યેનો ને ભારત માતા પ્રત્યેનો ધર્મ પાળે તો સ્વરાજ્ય તો સ્હેલ્લ છે. પ્રજા આ શાંતિનો યજ્ઞ છે એ સ્હમજે. તમને ઇશ્વર આ બધું સમજવા ને તે પ્રમાણે કરવાની શક્તિ આપો.

---

# મનઝિલ ૨૯ મા : ઓરથાણ



તા. ૨૯ માર્ચ : સવાર

ઉમરાચીથી સવારના ૬ વાગે કુચ શરૂ થઇ અને ઓરથાણ વાગે તો આ સૈન્ય આવી પહોંચ્યું. ઓરથાણમાં દળનો મુકામ એક સુંદર વૃક્ષની ઘટામાં રાખવામાં આવ્યો હતો. મહાત્માજીને માટે એક જુદા ઓરડા જેવું તાડછા અને શેતરંજીઓનું બનાવેલું હતું. વ્યવસ્થા સુંદર હતી. બપોરના ૩-૩૦ એ સભા રાખવામાં આવી હતી. સભામાં સ્ત્રી પુરૂષો અને બાળકોની મેદની ઠીક જામી હતી. સભાના સમય પહેલાં ઓરથાણનાં કેટલાક અંત્યજ ભાઇ બ્હેનો પૂ. ગાંધીજીના દર્શને આવેલાં તેમાંના ૩૨ પુરૂષો અને સાત સ્ત્રીઓએ દારૂતાડી ન પીવાની અને એકે તો માંસ સુદ્ધાં ન ખાવાની પ્રતિજ્ઞા કરી હતી.

સભાની શરૂઆતમાં ગિતાની ધુન ઠીક જામી હતી ત્યાં તો ગાંધીજીની જયના પોકારો વચ્ચે ગાંધીજી આવી પહોંચ્યા. રઘુપતિ રાઘવ રાજારામ નામની ધુન મચી. "રઘુ કુલ રીતિ સદા ચલી આઇ, પ્રાણ જાય અરૂ વચન ન જાઇ" નું પદ ગવાયું. શ્રી કાનજીભાઇએ પૂ. ગાંધીજીને ઉપદેશ આપવા વિનંતી કરી અને ૨૪ માણસે કાંતવાનું તથા દસ જણે ખાદી વેચવાનું વ્રત લીધેલું જાહેર કર્યું હતું.

## પૂ. ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

કાનજીભાઇએ તમારી વતી તમે લીધેલ જે પ્રતિજ્ઞા સંભળાવી તે સારૂં હું તમને ધન્યવાદ આપું છું. તમે હમણાં જ તુલસીદાસની ચોપાઇ સાંભળી કે

"રઘુકુળ રીતી સદા ચલી આઇ,
પ્રાણ જાય અરૂ બચન ન જાઇ."

અને એ શબ્દ કયારે ઉચ્ચાર્યા હતા? જ્યારે રામચંદ્રજીને ઘા વાગતો હતો ત્યારે એ બોલાયા હતા. રામના લોહીથી લખાયલા એના હૃદયના ઉદ્દગારો હતા. જો રામ જાય તો દશરથ પોતાનો દેહ ત્યાગશે. દશરથનો રામ પર એટલો મોહ હતો યા રામની દશરથ પ્રત્યે એટલી ભક્તિ હતી કે દશરથ જીવી ન શકે. રામ ગયાના સમાચાર મળતાં દશરથે પ્રાણ છોડયા. આપણે બધાજ એ કુળના છીએ. પ્રતિજ્ઞા પાળીએ. પ્રતિજ્ઞા લેવી સહેલ છે. અંત્યજ ભાઇઓ તમે પણ રામના કુળના છો કારણ આપણે બધાજ રામના કુળના છીએ. વચન લેવું એ ઠીક છે પણ વચન લઇએ તો પાળવું જ જોઇએ.

## પ્રતિજ્ઞા પાલન

રેંટીઓ લીધો. ને ચાંલ્લો કર્યો એટલે હાથ ઠુંઠા થાય ત્યાં સુધી કાંતવું જ જોઇએ. કાંત્યા વગર ખાવાનું ગળેજ ન ઉતરે. પેલા અંત્યજ ભાઇઓ અને બ્હેનોએ દારૂતાડી ન પીવાની પ્રતિજ્ઞા લીધી છે, ને એક તો માંસ નથી ખાવાનો. જેઓએ ખાદી પહેરવાની પ્રતિજ્ઞા લીધી છે માટે તેમને હું ધન્યવાદ આપું છું. સૌ કોઇ જો શક્તિ પ્રમાણે પ્રતિજ્ઞા લે તો સ્વરાજ્ય અઘરૂં નથી, નહિં તો દુરદુર જશે.

## છઠ્ઠીના લેખ

પછી ખાસ તો મીઠાની વાત છે. મીઠું તો ૬ઠ્ઠી તારીખે બધાને પકાવવાનું છે. દરીઓ પાસે હોય અગર જ્યાંજ્યાં મીઠું બનાવવાનું નજીક હોય ત્યાં તો આખા ગામે જવાનું. દરીયામાંથી પાણી લઇ એને સૂર્યના તાપમાં સુકવી નાંખીએ એટલે મીઠું તૈયાર થશે. જેની પાસે ખાડી કે દરીઓ પડયો હોય તેઓ તો ઇચ્છા પ્રમાણે લીધાજ કરે. સરકાર કૃપાળુ છે. આવું વધારે વખત ચાલવા દેશે નહિ, પકડશે. તે મીઠું કેમ શોધ્યું છે તે તો તમે સમજો છોને ? મીઠુ બધાને સરખા પ્રમાણમાં જોઇએ. રાય ને રંક પર સરખો કર એવું તે હોય ? એવો કર કઢાવેજ છૂટકો. હજુ તો હિંદુસ્તાનમાં કરોડો માણુસ ભૂખે મરે છે. જે કેવળ હાડપીંજર છે, એને નામે આ કર કઢાવવાનો છે. મારી ઉમેદ એવી છે કે છઠ્ઠીના લેખ નહિં ફરે.

## રાજીનામા પછી વફાદારી કેવી ?

અહીંઆથી પણ મુખીએ રાજીનામું આપ્યું છે તેને ધન્યવાદ આપું છું. રાજીનામું આપો તે પછી મામલતદારની સરભરા કરો તો તે રાજીનામું કશાએ કામનું નથી. પછી તો પટેલ રાજીનામું આપ્યા છતાં મહેસુલે ઉઘરાવે. આ તો પટેલે

પટલાઇ છોડી પણ સરકારી વફાદારી ઓછી છોડી છે? મુખી-પણું છોડયું એટલે સરકાર સામું બહારવટું કર્યું. તમે કહો છો તો એમ કે સરદારને સ્વતંત્રા વ્હાલી છે માટે પકડાયા. અમને બધાને પણ એ વ્હાલી છે માટે અમે બ્હારવટું લીધું છે. સરકાર સામે આપણે બધા બ્હારવટીઆ થયા ને મુખી તો વધારે, મુખીનું રાજીનામું એ સરકાર સામે બ્હારવટું થયું. જો સરકારની બીક હોય તો રાજીનામાં ન આપશો. એવા રાજી-નામા આપવાથી તો સરકાર હસશે એને તો પગાર પણ ન આપવો પડે. એનો પારો ચઢયો અને આપણે ખોટનો હિસાબ કર્યો. મુખી રાજીનામું આપે એટલે એને તો લોકોની સ્તુતિ મળે. મફતની સ્તુતિ નકામી છે. નકામી સ્તુતિ શીતળાની માફક ફુટી નીકળે. એથી માણસ ફુટીને દરો થાય ને ફૂટી જાય. મુખી મામલતદારને જણાવે કે તમે મારા જેવા થશો ત્યારે મારે ઘેર રાખીશ.

## બે વફાદારીનો ધંધો

અત્યારે તો સરકારની બેવફાદારીનો ધંધો લીધો છે. અને બેવફાદારી ધર્મને માન્યો છે. મુખીએ આ રીતે રાજીનામું આપ્યું છે અને તેથી ત્હેને હું ધન્યવાદ આપું છું. આવા મુખી નીકળે તો રંગ રહે ને મ્હને તો શેર લોહી ચઢે.

## રેંટીયા ને તકલી

પછી તમારામાં તો મીઠું બ્હેન રહે છે, તેનું શું કર્યું ? અહીં તો એક પણ માણસ દારૂ પીનારો ન હોવો જોઇએ. મીઠાનો કર તો ગયોજ સમજો. આટલા બધા એની પાછળ પડયા છે એટલે એ તો ગયોજ. પણ સ્વરાજ્યની પાછળ લાગતાં ઘણીએ શરતોનું પાલન કરવાનું છે. ખાદી પહેરવી એ શું મુશ્કેલ છે કે બારજ જણ પ્રતિજ્ઞા લે? રેંટીઆ તો આપણા

ઘરમાં જેમ ચુલો હોય એમ હોય, એને માટે પ્રતિજ્ઞા શાને લેવી પડે ? રેંટીઆ બારડોલીથી આવે ત્યારે કાંતીએ, કેટલી આશ્ચર્યની વાત ? હું તો અહીંની બ્હેનોના રેંટીઆ પર કાંતવા તૈયાર હતો. બારડોલીથી રેંટીઓ આવે તે પર કાંતીએ એના કરતાં વધારે તો ખર્ચ થાય. અને હું અહીંથી જાઉં ત્યારે તમે મને વાધરી સારૂ ભેંશ મારે એવો માણસજ કહોને ? એટલે મેં તકલી ચલાવવાનો નિશ્ચય કર્યો છે. તકલી ગોકળગાય રહી એટલે ધીમે ધીમે પણ સ્થિર કામ આપે. જે ગામમાં ગયા અને કોઇ બ્હેન કહેશે કે આ મારોજ રેંટીઓ છે ચલાવો તો ચલાવીશું. રેંટીઓ ચલાવે ફૂલાઈ જવાનું નથી. આજે કહી શકો કે આ પરદેશી કપડાં ઉતાર્યા એની ભઠ્ઠી કરીશું ને ખાદી પહેરીશું. ખાદી નહિં મળે તો નાગા રહીશું. નાગા તો જેની જીભ નાગી છે; જેના હાથ નાગા છે તે છે. હિન્દુસ્તાનની આબોહવા માટે આટલાં બધાં કપડાંની જરૂરજ નથી. કપડાં સુંઘી તો જુઓ કેવાં ખાટાં પીમળે છે ?

તકલી તો સુંદર સેવવા લાયક ગોકળગાય છે એનુ સેવન કરો એમ હું ઇચ્છું. જેટલા ભાઇઓ દારૂ પીએ છે તેને બ્હેનો તમે દારૂ શરાબ છોડાવજો, ને તમે બધા ભાઇઓ અને બ્હેનો કાંતતા થઈ જાવ.

આટલુ કરો ને મને પુછજો કે સ્વરાજ્ય કેટલું દૂર છે ? ને પછી હું ટીપણું બતાવીને જોશીની માફક સ્વરાજ્ય કેટલુ દૂર છે તે કહી દઇશ. આટલી શરતો બસ છે—એટલું હજમ કરો તો બસ છે.

ઇશ્વર તમને આ બધુ કરવાની શક્તિ આપે એટલે આપણે ન્યાલ થયા. વંદેમાતરમ્.

# મનઝિલ ૩૦મી : ભટગામ



તા. ૨૭ માર્ચ : સવાર.

ઓરથાણથી ગાંધીજીની ટુકડી ભટગામ આવી. આ ગામે સભા થઇ જેમાં લગભગ બે હજાર માણસો હાજર હતા. શરૂઆતમાં શ્રી. કનૈયાલાલે તાલુકામાં મદ્યનિષેધની પ્રવૃત્તિ ખૂબ ચાલે છે એવો નિર્દેષ કરી ગાંધીજીને ઉપદેશ આપવા વિનતિ કરી હતી. ભટગામમાં ગાંધીજીએ સુરત જીલ્લાના કાર્યકર્તાઓને ભારે ચાબખા માર્યા છે. તેમાં ગાંધીજીના આત્માનો તીવ્ર કકળાટ જણાયો હતો. સંઘના સ્વયંસેવકોની ચૂકો અને કાર્યકર્તાઓની ખર્ચાળ નીતિથી તેમનો આત્મા દુઃખાયો હતો. તેમાં વળી એક તાવથી પીડાતા બત્તીવાળાને ગોંચ પરોણા કરી બત્તી સાથે

દોડાવતો હતો, એથી ગાંધીજીનો આત્મા રડી ઉઠયો અને એમણે લડત કે બીજા કોઈ પણ પ્રશ્નની વાત ન છેડતાં માત્ર દિલનાં દુઃખ એ સભામાં રડયાં. કાર્યકર્તાઓની દશા તેલમાં ડુબેલી માખ જેવી હતી.

## ગાંધીજીનું ભાષણ

કહાનજીભાઇ ઉપદેશ આપવા કહે છે. ઉપદેશ શબ્દ વાપરવો સહેલો છે, પણ ઉપદેશ આપવો એ મુશ્કેલ વાત છે. એ માટે તો લાયકાત જોઇએ. મારામાં એવી લાયકાત કેટલે અંશે છે તે હું નથી જાણતો. હું તો આજે તમારી પાસે કેટલીક બાબતોની કબુલાત લેવાનો છું. એને તમે ઉપદેશ ગણજો કે જે યોગ્ય લાગે તે માનજો.

## આત્મશુધ્ધિની લડત

મારો સ્વભાવ સારૂં હિંદ સમજી ગયું છે અને ગુજરાત તો ખાસ કરીને. આ જીલ્લામાં તો મારા પરિચયમાં આવેલા નિકટના સાથીઓ પડેલા છે. અને હું તો આખાબોલો રહ્યો. સરકારના દોષ મને પહાડ જેવા લાગે તે સાથે આપણા તણખલા જેવડા દોષોને હું પહાડ જેવા કરી બતાવનારો રહ્યો. પોતાના દોષ ન જોવાની અને તેને છુપાવવાની સામાન્ય વૃત્તિ બધામાં હોય છે. મેં તો વર્ષોથી એ વૃત્તિનો ત્યાગ કર્યો છે. એને પરિણામે કેટલાઓને દુઃખ પણ થયું છે, તેમ જુદા જુદા પ્રકારની અસરે થઈ છે. સરકાર સામે જંગ ખેલતાં મને આવડે છે, તેમ મારા નિકટસ્થ સાથીઓ અને સગાંઓ સાથે પણ હું એવો જંગ ખેલી જાણું છું. અને તે ઘણીજ સહેલાઇથી. ડુંગર દૂરથી રળીયામણા દેખાય તેવું ઘણા મારે વિષે માને છે. મારા સંઘની યાત્રાનું આ જીલ્લામાં અંતિમ સપ્તાહ છે. શનિવારે તો અમે

યાત્રાના ધામે પહોંચી જવાના. ત્યારે બીજો કાર્યક્રમ શરૂ થવાનો છે. આ જીલ્લામાં જ્યાં મારા અંગના સાથીઓ વસે છે ત્યાં તો પૂરી આત્મશુદ્ધિ કરવી રહી, અને તેટલો મેલ ધોવો એમ મને લાગે છે. ઇશ્વરની મારા પર કૃપા છે. હું દોષો એક પછી એક જોતો આવ્યો છું અને તે માટે કડવા વચનોયે કહેવાં પડયાં છે. છતાં મારો ઉકળાટ હજુ શાંત નથી થયો; એ તો ઉલ્ટો વધ્યોજ જાય છે. એમાં મારી સાથેના સંઘનો દોષ પણ હું જોઈ રહ્યો છું. જો આવીજ પરિસ્થિતિ ચાલી રહી તો વાઇસરોયને કાગળ લખનારો હું કોણ ? તેને તમે ૫૦૦૦ ગણો પગાર લો છો એમ કહેવાનો મારો અધિકાર શો ? વાઇસરોય સાહેબ પોતાનો પગાર પરોપકારમાં વાપરે છે એમ મેં એ પત્રમાં કહેલું છે, એમ હોય તોયે એ સ્થિતિ હું નથી ઇચ્છતો. હું તો એ ૨૧૦૦યે ન લે એમ કહું. પણ એ તો મારો અંગત અભિપ્રાય રહ્યો. ગરીબોને નામે કૂચ કરનારો હું હોવો જોઇએ તેના કરતાં ૫૦ ગણો ખર્ચ કરતો હોઉં તો વાઇસરોયને તમે ૫૦૦૦ ગણું લો છો એમ હું કયે મોઢે કહી શકું ?

## એમ લડત નહિ જીતાય

આપણા લોકની સરાસરી દૈનિક આવક સાત પૈસાની છે. એ રીતે સાત પૈસાથી ૫૦ ગણું આપણે લઇ લઇએ એ સ્વાભાવિક છે. તમે મારી આગળ દ્રાક્ષ, નારંગી, જમરૂખ મૂકો અને એ નારંગીને બદલે ૧૧૨ મૂકો અને બીજું યે મૂકો ને પછી હું ટાઢે પેટે સુંદર ફાઉન્ટ પેઇન્ટથી વાઇસરોયને એવું લખું એ કેમ શોભે ? આમ લડત નહિ જીતાય. હું એવી લડત કરવા નથી નીકળ્યો. મારૂં જીવન તો જગજાહેર છે. હું તો મેલ ધોવા નીકળ્યો છું. કહું છું તે સાનમાં સમજી જજો. નહિ તો ખચીત માનજો કે સ્વરાજ્ય આઘું રહેવાનું છે.

## આપસની લુંટ

હું તો તમારી સાથે હિસાબ કરી લેવા માંગુ છું. અમે ૮૦ માણસો તો દીન, હીન અને મલિન છીએ. અહીંના બીજા કાર્યકર્તાઓ પણ બગડેલા છે, તો હવે એને વધારે મલિન કાં કરો છો? આ ઝગઝગાટ બત્તીઓ અહીં આપણને ન શોભે. એમ તો ગામડીઆઓને આપણે લુંટવાના છીએ. આમ આપણે માંહોમાંહે જો લુંટ માંડીશું તો આપણાં હાડકાં કુતરાં ચાટવાના છે, ઉલ્કાપાત થવાનો છે અને આપણું કશુંજ વળવાનું નથી એ યાદ રાખજો. સત્યાગ્રહી હોવાનો દાવો કરનારાને આવા ખર્ચા કેમ શોભે? અને આ બત્તીઓ શા માટે? મારૂં મોઢું જોવા? અરે એમાં જોવા જેવું છેજ શું? ૬૧ વર્ષના બોખા ડોસાને વળી જોવાનો શું હોય? મને તો સાવ અંધારૂં હશે તોયે ચાલશે.

## કોડી કોડીનો હિસાબ લાવો

અને આ બત્તીનો તો મેં એક દાખલો આપ્યો. એમ બધીજ વાતમાં તમે સમજી લો એમ ઇચ્છું છું. તમો ખર્ચ કરો તેનો કોડી કોડીનો હિસાબ મારી આગળ મૂકવો પડશે, નહિ તો યાદ રાખજો કે તમારૂં જીવતર ધૂળધાણી થઇ જવાનું છે. સામ્રાજ્ય સામે સત્યાગ્રહ કરવા નીકળેલો હું સાથીઓ સામે પણ સત્યાગ્રહ કરતાં શીખેલો છું એ ભૂલતા ના.

લડતમાં મદદ કરનારા સ્વયંસેવકો જાણી લે કે તેઓ કંજુસ થઇનેજ મદદ આપી શકે. એવી કંજુસાઇ સામે જરાયે ફરીયાદ ન હોય અને જો તેમ થાય તો તમે મને દૂધને બદલે સોમલ આપો છો એમ હું માનવાનો છું. આ રીતે હું કે મારા ૮૦ સાથીઓ જીવવા નથી ઇચ્છતા.

## છેલબટાઉ ન થતા

અને સુરતથી દુધ અને શાક તે વળી લાવવાના હોય? અમે તો બધા બળી જવા નીકળેલા છીએ, અને ઇશ્વરનું નામ લેતાં લેતાં મરી ફીટશું. એટલે અમારામાં કોઇ જાતનો રોષ રહેશે તો અમે મોતને પાત્રજ હતા, એમ કહેવાનું છે. એટલે તમે ખર્ચ કરતાં પહેલાં પૂરો વિચાર કરજો, એનો બરાબર હિસાબ રાખજો. પગે ચાલી શકો તો ગાડાંમાં ન બેસજો; ગાડાંમાં બેસી શકો તો ઘોડા પર ન બેસજો, ઘોડા પર બેસી શકો તો મોટરમાં ન બેસજો. મને નાણાંની પડી નથી. હું તો ભૂખે પેટે યે લડત લડી કાઢું એમ છું. મારી જવાબદારીનું મને ભાન છે. મારે તો કરોડોની પાસે કામ લેવાનું છે. એટલે એમાં તો ત્યાગ અને શાંતિ સંપૂર્ણ રીતે જોઇએ, છેલબટાઉ-પણાને એમાં સ્થાનજ ન હોય. અને એમ સીધેસીધું ચાલશે તોજ કંઇ કામ થઈ શકવાનું છે.

## આ જુલમ શા માટે?

બે ચાર માણસની સભાઓ પણ આપણે કરી શકીએ અને મેં તો એવી સભાઓ પણ કરી છે. છાપાંઓથી આપણે જાહેરાત નથી કરવી, આપણે તો ઈશ્વર પાસે જાહેરાત કરવાની છે. આપણે કોઇ ચીજની જરૂર નથી. બત્તી કે બીજા કશાની જરૂર નથી. હું તમને દીનભાવે વિનવીને કહું છું કે તમે કોઇ પણ રીતે પૈસાનો દુર્વ્યય ન કરતાં. ત્રણ દિવસથી હું ખૂબ અકળાઈ રહ્યો છું, છતાં હું દીન, હીન, નીચ એ વાત સહી રહ્યો છું. આજે રસ્તે એક બત્તીવાળા ભાઇ પર ઘોંચ પરોણા ચાલતા હતા. યુરોપ–અમેરીકામાં એમ ન ચાલે. એવું તો આ દેશમાંજ બને. શા માટે એ બત્તીવાળા પર એટલો જુલમ કરો? અને કનૈયાલાલ, કલ્યાણજી, ચીમનલાલ કે મીઠુબેન એ બત્તી

કાં નથી ઉપાડતા ? બત્તીવાળા પર શામાટે આટલો જુલમ ? એ તો સ્વરાજ્યમાં કલેકટર કે કમીશ્નર થવાના છે.

## સ્વરાજ્યની ઝંખના કરતો મરી જઈશ

આ બધું મારૂં દુઃખ હું કોની આગળ રડું ? સ્વરાજ્યમાં બ થવાના કે કલેકટર થવાના કેટલાક વિચાર કરી રહ્યા હશે એ રીતે સ્વરાજ્ય નથી આવવાનું. હું તો છેવટની લડત લડીજ લેવાનો છું. મેં તો પ્રતિજ્ઞા લીધી છે કે સ્વરાજ્ય વિના હું આશ્રમનું મોઢું જોવાનો નથી. સ્વરાજ્યની ઝંખના કરતો કરતો હું તો મરી જઇશ.

આમ આપણો વેપાર ચાલે તો સ્વરાજ્ય નથી મળવાનું. માટે આવી નાની નાની વેઠ લેવાની બંધ કરો. બીજું બધું છોડો, બત્તી પણ છોડો. ટુંકમાં કહું છું કે સાનમાં સમજી જાજો. લડત માટે પૈસા તો વણમાગ્યા ચાલ્યા જ આવે છે, પણ તેનો દુરૂપયોગ થઇ રહ્યો છે એમ મારે શરમ સાથે કબૂલ કરવું પડે છે, અને એમ તો હું યે પેલી કવિતામાં ગવાયું તેમ ચંડાળની કોટિનો ગણાયો ને ?

# મનઝિલ ૩૧મી : સાંધીએર

તા. ૩૦ માર્ચ : સવાર.

ગાંધીજી સવારે સાંધીએર આવ્યા, ત્યારે આખું ગામ જાણે ઉલટયું હતુંઃ લોકો માઇલેક સુધી સામા લેવા આવ્યા હતા અને આખે રસ્તે લોકો દર્શન માટે ખડા હતા. રસ્તે પૂજ્ય ઠક્કર બાપા સામા જઇ ગાંધીજીને મળ્યા, તેમજ મુંબઇથી આવેલા કાપડના વેપારીઓ પણ મળ્યા.

ગામ સરસ રીતે સાફ કરવામાં આવ્યું હતું અને નવાજ બંધાયલા પાઠશાળાના મકાનને મેડે તેમને ઉતારો આપ્યો હતો. પાસેજ મોટો મંડપ બનાવી સૈનિકો માટે રહેવાનું બનાવ્યું હતું. આખો વખત લોકોના ટોળાં છાવણી પર ઉલટયાં હતાં. ખાદીની દુકાન પર પણ ખૂબ દરોડો હતો. બપોરે એક વાગ્યાથી લોકો

પાદરે આવેલી પીરની ટેકરી પર જઇ બેસવા લાગ્યાં હતાં. સભામાં કુલ બેથી ત્રણ હજાર માણસ હશે. મહાત્માજી સાડા ત્રણને સુમારે આવ્યા હતા. શ્રી. ઉમેદરામે ગિતોની ઝડી વરસાવ્યા પછી શ્રી. ખરેએ રામધુન જમાવી અને "જા કે પ્રિય ન રામ વૈદેહી" એ ગિત ભાવભરી રીતે ગાયું હતું.

## ગાંધીજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો,

જે તલાટી ભાઇએ રાજીનામું આપ્યું છે, એટલે ભાઇ પ્રેમશંકરે રાજીનામું આપ્યું છે તે માટે તેમને અને તમને બધાને હું એ રાજીનામાં સારૂ ધન્યવાદ આપું છું. પટેલોના રાજીનામાં આપણી પાસે ઠીક સંખ્યામાં આવેલાં છે. તલાટીનાં રાજીનામાં નથી આવ્યાં. આ બીજું રાજીનામું છે. મારી ઉમેદ તો એવી છે કે જેમ જેમ આ લડતનું રહસ્ય આપણે સમજતા જઇશું, જેમ જેમ બીકને છોડતા જઇશું અને જેમ જેમ ઇશ્વર ઉપર વિશ્વાસ રાખતા શીખતા જઇશું, એટલે કે બધાને રજત દેનારો માત્ર એક ઇશ્વર છે, સૌનો બેલી એજ એક છે, એનું આપ્યું આપણે ખાઇએ છીએ, એ રૂઠે તો છપ્પન ભોગ ભર્યા પડયા હોય છતાં આપણે ખાઇ શકતા નથી, એમ જેમ જેમ સમજતા જઇશું તેમ તેમ આપણા મનમાંથી સરકારની ધાસ્તીને છોડી દઇએ તો આજેજ સ્વતંત્રતા આપણી પાસે પડેલી છે એટલે કે પૂર્ણ સ્વરાજ્ય આવી ગયું છે. જે માણસે બીક છોડી છે, જે માણસે ઇન્સાનીયત મેળવી લીધી છે, તેની ઉપર બીજી કોઇ સત્તા રાજ ન કરી શકે, કારણ કે તે સત્તાને સહનજ નથી કરવાનો. તે એમ કહેશે કે મારી અને મારા ખુદા વચ્ચે બીજો કોઇ હોઇજ ન શકે. મારા પર સત્તા ચલાવનાર–રાજ કરનાર એજ એક ઇશ્વર છે.

## રાજીનામાંની કિંમત

આ તલાટી ભાઇને મેં પૂછ્યું કે તમને પગાર મળતો બંધ થશે ત્યારે તમે શું કરશો? તેણે કહ્યું એ નોકરી વિના કેમ ન ચાલે? હાથ પગ સાબુત છે તો રોટી કમાઇ લઇશ. એટલે હું એ ઉપરથી સમજ્યો છું કે આ ભાઇએ રાજીનામું આપ્યું છે તે નિભાવી શકશે. એણે જે વચન આપ્યું તે જો હૃદયનું હશે અને માત્ર કોઇનું શીખવ્યું કે પોપટીઆ બોલ જેવું નહિં હોય અને ઘણા લોકો જેમ કહે છે તેમ માત્ર કહેવા પૂરતું નહિં હોય તોજ તેની કિંમત છે. અને એમ જો પ્રેમશંકરે ન કર્યું હોય તો એ રાજીનામાંની કશી કિંમત નથી. એમને મામલતદાર ધમકાવે, કદાચ આ લડત વધુ લંબાય, એમને પૈસાની તંગી પડે, અને ઝટ બીજી નોકરી નહિ મળી જાય; અને તલાટી એટલે હાથ પગ ચલાવ્યા હોય નહિં, એ ખોટા થઇ ગયા હોય એટલે કામ કરવાનું તેને ગમે નહિ; અને તલાટી શું કામ કરે છે? એ તો હુકમ કરવાનું શીખેલો. પસીનો પાડી કામ કરવાનું એને ન ગમે એટલે એ મુંઝાય અને મામલતદાર પાસે જાય અને માફી માંગે. અને મામલતદાર તો અત્યારે માફીઓફીસ ખોલીને બેઠોજ છે. નામ નોંધીને એને તરત નોકરીમાં દાખલ કરી લે.

## ગાળ ખાવી પડશે

અને કદાચ આપણી લડતનો પારો ઉતરે, સરકારની નાદિર-શાહી અથવા ડાયરશાહી ચાલે, અને ધોળી ટોપીની બધી કાળી ટોપી થઈ જાય, ત્યારે તો જુદી વાત. ત્યારે તો એ ગાળો દેવાના છે. કહેશે કે જા તારા ગાંધી પાસે. એના કહેવાથી નોકરી છોડી હતી ને? અથવા તો સરદાર છુટા હોય તો તેમની પાસે જવાનું કહે. અને સરદારને ત્યારે આપણે છોડાવ્યા ન હોય,

કરવાનું ન કર્યું હોય, અને જ્યાંના ત્યાં હોઇએ અને બધી ધોળી ટોપીને બદલે કાળી ટોપી થઇ ગઇ હોય તો તો પત્યું. ત્યારે તો તલાટીને મામલતદારની ગાળ ખાવી પડશે.

## જુવાનો ને વકીલો

અને એ કંઇ નવી વાત નથી. આપણા ઇતિહાસમાં એમ બન્યું છે. પંજાબના જુવાન જોધ એમ માફી માગવા ગયા હતા. તેમને ત્યારે આમ સાંભળવું પડયું હતું, ગાળો ખાવી પડી હતી. પણ મને તો ગાળો ચોંટતીજ નથી. ચોંટી હોય તો ઉખેડી જાજે પણ મને તો એ ગાળો જુવાનો સાંભળી રહ્યા તેનું દુઃખ છે. તેઓ માફી માંગી નિશાળમાં દાખલ થયા. હું આમ કહી જુવાનોની નિંદા નથી કરતો કારણ કે વકીલોએ પણ તેમજ કર્યું હતું. તેઓ પણ હતા તેવા થઇ રહ્યા.

## કાળું મુખ ન કરતાં

તેથી આ તલાટી મારફત બીજા જે તલાટીઓ–પટેલો રાજીનામાં આપવા ઇચ્છતા હોય, તેમને હું અત્રેથી નોટીસ આપું છું કે તેમણે તે સાવધાનીથી આપવાં અને આપ્યા પછી પાછી પાની કરવી નહિં. કાળું મુખ કરવું નહિં. જો હિંમત ન હોય તો નમ્રતાથી તેમ પહેલેથી કબૂલ કરી લેવું. એવું હોય તો અત્યારેજ રાજીનામાં પાછા ખેંચી લેવાં એ સારૂં છે.

## તૈયાર હોય તે મેદાનમાં આવે

પણ હું અત્યારે રાજીનામાંની ભિક્ષા માંગવા નથી નીકળ્યો. હું તો મીઠાના કાયદા તોડવા માટે મદદ દેનારાઓની ભિક્ષા માંગવા નીકળ્યો છું. તૈયાર હોય તે મેદાનમાં આવે. અને ગુજરાતનો તો વિશેષ ધર્મ છે. તમે સરદારના ગિતો ગાવ, ભજનો ગાવ અને ગુજરાતને માથે મહેણું હતું કે ગુજરાતને સંગિત

નથી આવડતું, પણ હવે સંગિત અને ભજનો સાંભળતા મને લાગે છે કે ગુજરાતે એ ડાઘ ધોયો છે. તમે ઘણું મધુર સૂરે ગાવ છો એમ મારે કબુલ કરવું જોઇએ. અને સરદારની સ્તુતિ કરો પણ કામ નહિં કરો તો એ સ્તુતિ નકામી જવાની છે. એ તો પછી ભાટ ચારણવાળી વાતજ થાયને? ભાટચારણો તો કહે અમે ઘોડે બેસીએ, ગાઇ આપીયે અમે બીજું ન કરી શકીએ. એમ કહી ખસી જાય. તેમ જો આ ભજન મંડળીઓ કરવાની હોય તો હું મારી સ્તુતિ પાછી ખેંચી લઉં છું.

## વિશેષ ધર્મ

અને સરદારને શું જેલમાં લઇ જાય? લઇ જાય તો અહીં સરકારની આણ નહિં ફરતી હોય, પણ સરદારની આણ ફરતી હોય એમ કરવું એ તમારો ધર્મ છે. અને સરદારને તો મારી પાછળ જવાનું હતું. એમને તો કોઇ જોષીએ કહેલું કે તમારી રેખામાં જેલ નથી, પણ આજે જોષીઓયે ક્યાં સાચા હોય છે! એટલે તો સરદાર જેલમહેલમાં બેસી ગયા અને તેથીજ આપણો ધર્મ વિશેષ છેઃ

## ગંદી નોકરીઓ ફેંકી દો

જે પટેલ તલાટીઓમાં હિંમત હોય, તેમણે નોકરીઓ ફેંકી દેવી. એ ગંદી, એંઠી વસ્તુ છે એમ સુઝતાં ફેંકી દેવી, પછી શું થવાનું છે તેનો વિચાર કરવાનો હોય નહિં, એ તો જે થવાનું હોય તે થાવ. અમે કોઇ ભુખે મરશું, કોઇ કેદમાં જઇશું, કોઇ પાટું ખાશું, કોઇ ફાંસીએ જઇશું, કરોડોને આ દેશમાં રોટલો નથી મળતો તો પછી ચિંતા શી કરવાની? એમ વિચારી પટેલ તલાટીઓ ધર્મપાલન કરે એમ હું ઇચ્છું છું.

## વફાદાર પટેલની હવાઈ વાતો

આ તાલુકાના કેટલાક પટેલોએ રાજીનામાં નથી આપ્યાં

તેમાં અહીંના પટેલ તો ખાસ વફાદાર જણાય છે. એ કહે છે કે "વળી સરદાર કોણ ને મહાત્મા કોણ? એની તે વળી સત્તા શી? સરકાર ફૂંક મારે ને એ બેસી જવાના છે. સરકારના જીવાડયા તો એ જીવે છે. સરકાર પાસે દારૂગોળો, વિમાન, વહાણ ને એવી એવી સામગ્રી પડેલી છે." આવી હવાઇ વાતો અહિંના પટેલ કરે છે. આમ કહેવામાં મારી ભૂલ થતી હોય તો હું એ પટેલની માફી માગવાનો છું અને તેમ નહિં હોય તો એ પટેલને હું દીનભાવે વિનંતી કરૂં છું કે એ રાજીનામું ન આપે તેની હરકત નહિં. પણ એણે લોકોને આડે માર્ગે ન ચડાવવા, લોકોને ખોટી બીક ન બતાવવી. બીક બતાવવાના જમાના તો હવે ગયા.

## બહિષ્કારનો ધર્મ

અને એ પટેલ પ્રત્યે તમારો ધર્મ શો છે? 'નવજીવન' માં મેં બહિષ્કારની મર્યાદા બરાબર સમજાવી છે, તે બરાબર પઢી લઇ તેનો અર્થ સમજી લેજો. એમાં ત્રણ પ્રકારના બહિષ્કાર કહેલા છે. પટેલ, તલાટી, મામલતદાર એમ નોકર માત્ર પ્રત્યે બહિષ્કાર થવો જોઇએ. એ બધું 'નવજીવન' માં છે એટલે હું અહીં નહિં સમજાવું. એ બહિષ્કાર રાજીનામું લેવા માટે નથી, પણ સરકાર સાથે બહિષ્કાર—સરકાર સાથે અસહયોગ કરવાને કારણે એ બહિષ્કાર યોજાયો છે. એમાં હિંસાને ત્યાજ્ય ગણેલી છે અને તે કેવી રીતે એ બધી વાતનું પૃથક્કરણ 'નવજીવન' માં આપેલું છે, તે વાંચી જવા તમને બધાને ભલામણ કરીને હું પટેલ—તલાટી મામલતદાર પ્રકરણ પૂરૂં કરૂં છું.

## મારૂં રૂદન

ગઇ કાલે મેં મારા મનનો જે ઉકળાટ રાત્રે ઠાલવ્યો તે અહીં બેઠેલા ઘણાયે સાંભળ્યો

સાંભળ્યો યે હશે. એમાં મેં મારું રૂદન, મારું હૃદયમંથન રજુ કર્યું છે. એ ચાસ હૃદયના ઉદ્‌ગારો હતા; એ રૂદનમાં શું હતું તે બધા વાંચી લે, અને જેઓ ન વાંચી શકે, તેઓ સાંભળી લે એમ હું ઈચ્છું છું. એ વાત રસિક છે. કારણ કે એમાં હાસ્ય કે વીરરસ નથી પણ કરૂણરસની જમાવટ થયેલી છે તેથી એ વાત તમને રસિક લાગશે. ગઈ કાલે મેં એ વાત કરી છતાં એ ઘા હજી સાવ રૂઝાયા નથી. એ વાત પાછી ખેંચવાનો વિચાર કરતાં મને લાગ્યું કે એમાંનો એક અક્ષર પણ પાછો ન ખેંચી શકાય. એ ભાષણ ઈરાદાપૂર્વક થયું નહોતું, મારા મનમાં મેં કશી નોંધ પણ રાખી નહોતી. અને એવાં તો કેટલાંયે ભાષણો મેં કરેલાં છે. અને જ્યારે હૃદયને એવાં ભાષણો પહેલા કડવાં ઝેર જેવા અનુભવો થયા હોય, તેમાંથી મનમાં કંઈ ઘોળાયા કરતું હોય, ત્યારે બાણમાંથી તીર છૂટે તેમ તીર માફક વાક્યો છૂટે. એમ કાલે બન્યું હતું. એ વાક્યો ઉતાવળાં કે અવિચારી હોય તો તે હું ખેંચી લઉં. પણ એમાંનો એક પણ શબ્દ કે વાક્ય હું ખેંચી લેતો નથી, કારણ કે જે વિચારો મારા મનમાં ઘોળાયા; તેને પરિણામે વાક્યો ઝપાઝપ નીકળ્યાં કર્યાં.

## ઉમેદવારી કરતાં વિચાર કરજો

અને મારે તો તમારી પાસે કામ લેવું છે. નિકટના સાથીઓ હોય તેને તો પેટ ભરીને હું સંભળાવતો આવ્યો છું. બીજાને સંભળાવવાનું તો પછી. જેનામાં એ સાંભળવાની શક્તિ ન હોય તે સાથી થવાની ઉમેદવારી નહિં કરે. અને જે ઉમેદવારી કરે તે બહુ સંભાળીને કરે. સાંભળવાની શક્તિ હોય, સહન કરવાની તૈયારી હોય તોજ ઉમેદવારી કરજો; નહિં તો મારાથી દૂર દૂર ભાગજો.

## મને ભલે અસ્પૃશ્ય ગણજો

મને અસ્પૃશ્ય ગણુશો તો હરકત નહિં. અંત્યજોને અસ્પૃશ્ય ગણીને રોજ પાપ કરો છો, કરોડોને વગર વાંકે અસ્પૃશ્ય ગણુવામાં રોજ બહુ પાપ કરો છો, પણ મારા જેવાને અસ્પૃશ્ય ગણીને દૂર રાખશો તો કંઇ પાપ લાગવાનું નથી. મને દૂર રાખવાથી તમને કંઇ લાભ ન મળે, તમને સ્વરાજ્યશક્તિ ન મળે, એ વાત તો જુદી પણ તમને પાપ તો નથીજ લાગવાનું. તમે બેલાશક મને અસ્પૃશ્ય ગણી શકો છો.

## મારી શરતેજ કામ થઇ શકશે

મારી શરતેજ કામ કરનારા સાથીઓ આ સ્વરાજ્ય યજ્ઞમાં રહી શકશે. તેમ નહિં થાય તો પછી તમારા–વિવેકની ભાષામાં કહું તો આપણા દોષો હું ઉઘાડા પાડવાનો છું, રજ જેવા દોષોને ગજ જેવડા–પહાડ જેવડા કરી મૂકવાનો છું. મારી તો એ આદત છે. અને શાસ્ત્ર એજ વાત શીખવે છે: પોતાના દોષોનો ગુણાકાર કરી બને ત્યાં સુધી તેને લંબાવ્યે જવો અને મોટામાં મોટો કરી બતાવવો. એમ કરો ત્યારે જગતને માંડ માંડ તમે ન્યાય આપી શકશો. બધા પોતાના દોષો પ્રત્યે ઉદાર રહે છે, તે ઢાંકવા પ્રયત્ન કરે છે અને આમ હતું માટે આમ કર્યું એમ દલીલો આપી પોતાનાં દોષો નથી એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે.

## દોષોનું પ્રદર્શન કરો

જો દોષથી બચવું હોય તો નાના મોટા દોષોને નગારાં વગાડી કીર્તન કરી જગતને બતાવી આપવા ને કહેવું કે એ દોષો માટે જેટલી સજા કરવી હોય તેટલી કરી લો, એમ નહિં કરીએ તો આપણે પ્રજાના નાલાયક સેવકો ઠરવાના છીએ.

## શરતોના પાલનથી સ્વરાજ્ય

અને બીજી વાત–સ્વયંસેવકો આ સૂચનાઓનો અમલ કરે અને તેમના પ્રસંગમાં આવનારા પણ તેમ કરે. એ સૂચનાઓનો

તાત્કાલિક અમલ થવો જોઇએ. મારે કબુલ કરવું જોઇએ કે ગઇ કાલે મેં જે કહ્યું તેનો ઝીણો ઝીણો અમલ થઇ રહ્યો છે. મારી પાસે તે પછી કોઇ ફરકયું નથી કે કોઇએ તે માટે પોતાના દુઃખનું પ્રદર્શન કર્યું નથી. અને સૂચનાઓનો અમલ કરી તેમણે સાચો ખરખરો કર્યો છે. આજે બત્તી હવે નથી. એ તો નાની વાત. એ પરથી બીજી અમલ કરવા જેવી બાબતો પણ સમજી જજો. અને મારી કાલની એ શરતોનો અમલ કરશો તો ઘોડા વેગે પંજાબ એકસપ્રેસની ઝડપે-વિમાનની ગતિએ આપણે સ્વરાજ્ય પાસે જવાના છીએ. અરે એની ગતિની તો હું કલ્પનાજ નથી કરી શકતો. આપણે જે ગાઇએ છીએ ને વિચારીએ છીએ તેનો અમલ કરતા થઇ જઇએ તો એ સ્વરાજ્ય તો હાથ વેંતમાં પડેલું છે.

## રાક્ષસી કર

મીઠાની બાબત તો તમે સમજી ગયા હશો. એ કર તો કઢાવવોજ છે એવો નિશ્ચય કરો તો ગયોજ છે એમ સમજો. એટલે આપણી શકિત સરકાર સામે પ્રદર્શિત કરશું કે એ કર તો એને કાઢયેજ છૂટકો છે. એ કરમાં એટલી દુષ્ટતા રહેલી છે, એ એટલો રાક્ષસી છે કે એ પોતાના બોજથીજ મટી જવાનો છે. આજ સુધી એ બોજ કોઇએ જોયો નહતો. હવે જોયો ત્યારે એ એટલો ગંદો, ખરાબ લાગે છે કે એ માટે તો લડત માંડતાં એક દિવસ પણ વો નહોતો જોઇતો એમ લાગે છે. એ કરનો ઇતિહાસ તો સૌથી વધારે વર્ષ જૂનો છે, એ ઇતિહાસ ગંદો છે. સરકાર પાસે એને માટે માત્ર કોઇ બચાવ હોય તો તે પૈસા જોઇએ એટલોજ છે-બીજો કોઇ બચાવ નથી. સરકાર એમ નથી કહી શકતી કે એ સારો છે; એમાં નીતિ છે, અને એ કર ન નાંખીએ તો તેમાં અનીતિ છે. દારૂ પર કર ન નાંખવામાં કદાચ અનીતિ ગણાય. પણ દારૂ પર તે કર શાને હોય? દારૂને તો બાળી નાંખવો જોઇએ. સંકલ્પ કરો ને મીઠા પરનો કર ગયો છે એમ જાણજો-પણ ગાંધીએ કહ્યું એટલે એ

કર નીકળી ગયો એમ ન માનશો, હું તો તમારી શક્તિ પર ઝઝૂમવાનો છું. તમે કહો છો તે પ્રમાણે કામ કરશો તો આ કરને આપણે ખેંચી કાઢવાના છીએ. પણ એ કર ગયો તેથી કંઇ સ્વરાજ્ય આવી જવાનું નથી. જો શરતોનું પાલન ન થયું તો એને આવતા વાર લાગવાની છે.

## ગામડાંની પૂર્તિરૂપે શહેરો

આજે અહિં મુંબઇથી શેઠીયાઓ આવ્યા છે. એ બધા કાપડના વેપારીઓ છે. હિંદુસ્થાનમાં મોટામાં મોટો વેપાર તો કાપડનો છે. કેવળ ૬૦ કરોડની તો ઇંગ્રેજી કાપડની ઉથલ-પાથલ થાય છે. આવા મોટા વેપાર માટે કેટલા માણસો જોઇએ? હજારો જોઇએ. હજારો હોય. તેમની સાથે વાત કરતાં સાર એ નીકળ્યો કે ૧૯૨૧ માં જે તૈયારી હતી ને બહિષ્કાર માટે જેટલે અંશે સમજ હતી, તેમાં આજે વધારો થયો છે. વેપા-રીઓ આ વસ્તુમાં વધારે રસ લેતા થયા છે. હું મુંબઇનો, શહેરોનો કે બધા વેપારોનો દુશ્મન છું એમ કોઇ ન માને. હા, શહેરોએ ગામડાઓનો નાશ કર્યો છે એટલે દરજ્જે હું શહેરોનો દુશ્મન છું. આ સલ્તનતનો જેમ પ્રતિક્ષણ હું નાશ ઇચ્છી રહ્યો છું તેમ આજના શહેરોનો પણ નાશ માગું છું. શહેરો ગામડાંની પૂર્તિરૂપે, ગામડાંની માર્કેટ રૂપે જ રહી શકે. પહેલાં ગામડાં અને શહેરો વચ્ચે જે સહકાર હતો તે આજે મટી ગયો છે.

## કાપડનો આજનો આસુરી ધંધો

મુંબઇના વેપારીઓ ૧૯૨૧માં સમજ્યા તેથી આજે વધારે સમજ્યા છે. ઘણી સંખ્યાના વેપારીઓ સમજ્યા છે ને તેઓ માનતા થયા છે કે આ લડત ગરીબો માટે—દરિદ્રનારાયણો માટે છે, તે સાથે કાપડના વેપારીઓની પણ છે ત્યારે એમણે શું કરવાનું? હિંદને કપડા તો જોઇશે. સ્વરાજ્યમાંયે તેઓ કાપડ ઉત્પન્ન કરવામાં કે વેચવામાં રોકાયલા હશે. એમણે ધર્યો તો

એજ કરવાનો. પણ તે પ્રમાણિક હોવો જોઈશે. હિંદને પોષક હોવો જોઈએ, આજે તો એ નાશક છે. આવતી કાલના સ્વરાજ્યમાં એ ધંધો દૈવી હશે, આજે એ ધંધો આસુરી છે એમ મને લાગે છે.

### પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર

પણ હજી તેમનાં દિલમાં એક ભેદ રહી ગયલો છે અને તે એ કે બહિષ્કાર તે પરદેશી કાપડનો કે અંગ્રેજી કાપડનો? કેટલાક કહે છે કે બીજા બધા દેશના કાપડનો બહિષ્કાર કરવો, પણ જાપાનનો નહિં આમ કરી અંગ્રેજી વેપારને પહોંચી વળવામાં આ વિચાર કરનારાઓએ ટુંકી બુદ્ધિનો ઉપયોગ કર્યો છે. એનો શો અર્થ થાય તેનો એમણે પૂરો વિચાર કર્યો નથી. એમાં બે મોટા દોષ છે. એક તો એ કે પરદેશી કાપડના બહિષ્કારમાં ઇંગ્લાંડ પ્રત્યે વેરભાવનું કારણ નથી. મારા મનમાં તો તમામ પરદેશી કાપડનો બહિષ્કાર એ આપણા દરિદ્રનારાયણો પ્રત્યેનો ધર્મ છે. જે લોકો જાપાનની વાતો કરે છે, તેઓ આ કરોડો દરિદ્રનારાયણોને ઓળખતા નથી. એમ જાપાનની વાત કરનારા તો ૬૦ કરોડ રૂપીઆ પશ્ચિમને છેડેથી લાવી પૂર્વ તરફ મોકલવા માંગે છે. પણ હિંદના ગરીબોના ઘરમાં આ ૬૦ કરોડ નહિં રહે તો આ બધા પ્રયત્ન વ્યર્થ છે; અને એમાંથી તો ઝેર જ પેદા થાય. આ વસ્તુનું આ આધ્યાત્મિક અને મોટું અંગ છે અને પરદેશી એટલે અંગ્રેજી એવો મને સ્વપનામાંયે ખ્યાલ આવ્યો નથી.

### અંગ્રેજોની ચતુરાઈ ન શીખ્યા

જાપાન, ઇટાલી, અમેરીકાથીયે એમ તો કાપડ આવી શકે. પણ એ બધું મફત મળતું હોય તો પણ ત્યાજ્ય છે. આપણે અંગ્રેજ પ્રજા સાથે આટલો વેપાર કર્યો, આટલાં વર્ષો ગુલામી ભોગવી, પણ અંગ્રેજ લોકોની ચતુરાઇ આપણે ન શીખ્યા. અંગ્રેજ લોકો જરા છિદ્ર જોયું કે તેમાં પેસી જવાની શકિત ધરાવે છે. એ શકિતનો અનાદર કે ઇન્કાર કરનારા મૂર્ખ ઠરવાના છે.

## પોલું જાયું કે પેઠા

અંગ્રેજોએ દિલ્હી કેમ સર કર્યું તે જાણો છો ? દિલ્હીના કિલ્લાને કાશ્મીરી ગેઇટ કહે છે તે ખૂબ મજબુત છે. એની દિવાલ એટલી ચોડી–પહોળીને મજબુત છે કે એમાં કેમ પેસાય એનો તેમને વિચાર થઇ પડયો. પણ ત્યાં રહેતા ગાઇટસ– ભોમીયા તમને એ આજે બતાવશે, કે કયાણે ઠેકાણે પહેલું છીડું પડયું ને પછી તો તરતજ સોલ્જરોની ટુકડીઓ ઉછળી ને દિલ્હી સર કર્યું. બધા ગઢ ભાગવાનું શું કામ ? એક પડયો કે પછી બહાદુરીથી લડાઇ કરી હજારો માથાં આપી શકે એવા તેમનામાં પડેલા છે. આમ તેમણે દિલ્હી સર કર્યું અને પરિણામે આ દેશમાં સજ્જડ થયા. એ પહેલાં આ દેશમાં કંપની બહાદુર હતી એનો ઇતિહાસ તો કરૂણાજનક–દયાજનક છે એમાં હું અત્યારે કયાં ઉતરૂં ?

## પરદેશી કાપડ તસુ ન જોઇએ

એટલે તું કહેતો હતો તેમ એક છિદ્ર પણ રાખશો તો હજારો ગાંસડી પરદેશી કાપડ આ દેશમાં આવી પડવાનું છે. અને અંગ્રેજી કાપડ સુદ્ધાં આવશે. જાપાનમાંથી અંગ્રેજી માલ ઉપર જાપાનની છાપ મારી કાપડ મોકલતાં અંગ્રેજોને કયાં નથી આવડતું ? અને તમે એ કયાં નથી જાણતાં ? ખાદી છાપ અને રેંટીયા છાપ મારી પરદેશી કાપડને વેચનારા આપણે ત્યાં કયાં ન હતા ? અને જાપાનના લોકો કંઇ નવરા છે. તમે એમને ઓળખતા નથી ? એને શું ? કમીશન મળતું હોય તો એ દુનિયાનું કાપડ વેચે. અંગ્રેજ એમને કમીશન આપે તો ગાડું સીધું ચાલ્યા જ કરે. અત્યારે એક મોટા ને પ્રસિદ્ધ વેપારી છે. જેમને જુવાનીમાં હું પ્રમાણિક માનતો, અને તેઓ સ્ટેશનરી વેચતા. તે સ્વદેશી હશે એમ પણ માનતો. પણ પછી તપાસ કરતાં ખબર પડી કે એ તો ઓસ્ટ્રીયાથી આવે છે. એટલે એમ કરતાં જાપાનને કંઇ વાર લાગવાની હતી ? "મેઇડ ઇન જાપાન" નો સીક્કો ઠોકાઇને બધું કાપડ વિલાયતથી આવે, એટલે કોઇ પણ પરદેશી કાપડનું એક તસુ કાપડ દાખલ થવા

દીધું તો પરદેશી માલની ગાંસડીઓના ઢગના ઢગ આ દેશમાં આવી પડવાના છે.

## વેપારીઓને ચેતવણી

કેટલાક વેપારીઓએ હવે આ લડત તે કેટલો વખત નીભવાની છે એમ માનીને ઓર્ડર આપ્યા છે. હિંદના વેપારીઓ એમ કરતા જ આવ્યા છે. પણ હું તો વાણીયો–વેપારી રહ્યો એટલે વેપારની વાત કરૂં છું. હું વેપારની રીત જાણું છું. જેણે આર્ડર આપ્યા હોય તે કંઇ થવાનું નથી એમ માનતા હોય તે જાણે કે જો પ્રજામાં બહાદૂરી અને ત્યાગવૃત્તિ હશે તો તમારા પરદેશી કાપડના થોથા પડી રહેવાના છે. આમ હિંદના વેપારીઓ પરદેશી માલ મંગાવ્યાજ કરે, હિંદનો દ્રોહ કર્યાજ કરે અને પ્રતિજ્ઞા ભંગ પણ કર્યાજ કરે. એ જો આપણે બધા સાચા હઇશું તો હવે વધુ વખત ચાલવાનું નથી.

## એક અબજનો બચાવ

આ ભજનમંડળીઓ, સરદારનો ત્યાગ અને બધાનો ત્યાગ વૃથા નહિં જાય. ઓલપાડ તાલુકો પોદાંનો ભોગ બન્યો છે. શરાબની બાબતમાં ભારે કામ કરવાનું છે. તમે બધા ને જો બ્હેનો આ કામ ઉપાડો તો ઓલપાડ શું પણ હિંદમાંથી દારૂને કાઢી શકાય અને એને કાઢયો એટલે શુદ્ધ થયા. આ કામ કરીએ તો આપણે ૨૫ કરોડ શરાબના બચાવી લઇએ, ને તેમાં ૬૦ કરોડ કાપડના ને મીઠાના ૬ કરોડ ઉમેરીએ તો એક અબજ બચાવી લઇએ. એ કામ આપણી શક્તિ વાપરી પાર પાડીએ તો પેલા ઝાડ જેટલું ટુંકડું સ્વરાજ્ય આવીને ઉભું રહેવાનું છે, એમ માનજો.

## ઇચ્છાશક્તિ જોઇએ

અને એ કેમ થાય? એમાં લાકડી કે પથ્થર ન જોઇએ. એમાં તો સંઘશક્તિ, ત્યાગશક્તિ, બુદ્ધિશક્તિ ને ઇચ્છાશક્તિ જોઇએ. ઇચ્છાશક્તિ વિના તો કંઇ જ નહિં થાય. અને ઇચ્છાશક્તિ એ તો ઇશ્વરદત્ત વસ્તુ છે. એ દુર્બળ, નકામા, આળસુ-

એને ક્યાંથી સાંપડે ? હિંદુ, પારસી, મુસલમાન સૌ ઇશ્વરમાં શ્રદ્ધા રાખતા થાય. અને ઇશ્વરનું નામ સાચી રીતે લેતા રહીએ તો એ પ્રાપ્ત થાય એમ છે.

## એક દાખલો

હવે આજનો એક અનુભવ કહું. કાલે મારી સાથેના સ્વયં-સેવકોના કડવા અનુભવો મેં બતાવ્યા. મારામાં ને મારી ટુક-ડીમાં ચાંડાળના ગુણો છે તે બતાવ્યું. સાથે કેટલાક સાથી ઉડાઉ રીતે પૈસા ખર્ચે છે તે કહેલું પણ તેઓ ઇરાદાપૂર્વક તેમ નથી કરતા. અસાવધાનતાનું એ પરિણામ છે. તેઓ હવે સાવધાન થઇ જાય. આજે તો તમને સ્વયંસેવિકાનો હું અનુભવ કહેવાનો છું. તમે જુઓ છો કે ચાર પાંચ બ્હેનો અમદાવાદથી આવી છે. તેમાંનાં એક દાદાભાઇ નવરોજજીની પૌત્રી ખુરશેદબ્હેન છે પણ નામ ગમે તે હોય, આપણે તો નામ સાથે કામ નથી, કામ સાથે કામ છે. એ સાયણ આવ્યાં, કોઇ એમને ન ઓળખે. એમણે ઝાડુ માંગ્યું; દાદાને સ્વચ્છતા બહુ પસંદ હતી, અને સ્વરાજ્ય એટલે સાફ હિંદ. એટલે ઝાડુ લઇ લત્તાઓ સાફ કર્યા, લોકોએ જાણ્યું કે કોઇ સારા માણસ છે, એટલે એમની સાથે ભળ્યા ને મદદ કરી.

## સ્વયંસેવકોનો ધર્મ

આ દાખલો કંઇ મેં જાહેર ખબર કરવા નથી મૂક્યો. એક તો એ વાત દાદાભાઇના સ્મરણ માટે કહી, તે સાથે સ્વયંસેવ-કોને દાખલો બેસાડવા પણ એ રજુ કરી છે. ખરા સ્વયંસેવકો થવું હોય તે આ સ્ત્રીઓની નકલ કરે. અજાણ્યા પ્રદેશમાં આમ કરતાં સ્વરાજ્ય એક ઇંચ તેમણે ઢુકડે આણ્યું. એમ બધા કરે. એમાં વખતનો સદુપયોગ થયો ને તે પણ સ્વરાજ્યને અંગે. અને ગામડા સુધર્યા વિના સ્વરાજ્ય નથી. આજે ગામડાંઓની કેવી અસલ સ્થિતિ છે. ગંદકીનો તો પાર નહિં એટલે ગામડામાં આ પાઠ આપવાની પહેલી જરૂર છે. અને આ પરથી બ્હેનો વિના સ્વરાજ્ય નથી એ પણ શીખવાનું છે. એ બ્હેનો અધીરી બની છે તેમને હું ધીરજ રાખવા કહું છું. આ યજ્ઞમાં તેમને

હોમી દેવાનો મારો સંકલ્પ તો છે જ. આટલું મેં સ્વયંસેવકોને તેમના ધર્મ વિષે જાગૃત કરવા કહ્યું.

## બધાં અંગોની ખીલવટ

મીઠાંનો કર કાઢવા સાથે આપણે સ્વરાજ્ય માટેની શક્તિ પણ મેળવવાની છે. તે માટે મેં આ બાહ્ય શુદ્ધિનો દાખલો આપ્યો છે. પણ આત્મશુદ્ધિની વિશેષ અગત્ય છે. આપણે આપણાં હૃદયને પણ ઝાડુથી સાફ કરીએ. ગામડાં સાફ જોઇ મને બહુ ઠીક લાગ્યું છે. એમ હંમેશા થાય તો સહકાર વધે, ને ગામડા બચાવ કરતા થાય. એક બાજુ સવિનયભંગ અને બીજી બાજુ સ્વરાજ્યના બધાં અંગો તૈયારી નહિં હોય તો સ્વરાજ્ય મુશ્કેલ છે એટલુંજ નહિં પણ અશક્ય છે. ત્રીસ કરોડની પ્રજા બીજી રીતે સ્વરાજ્ય ન લઇ શકે. ઇશ્વર તમને એ સમજવાની અને આચરવાની શકિત આપો.

મહાત્માજી બરાબર ૬ ને ૧૫ મિનિટે પોતાની ટુકડી સાથે સાંધીએરથી ઉપડયા. એ વખતે માઇલો સુધીનો રસ્તો ખાદી ધારીઓથી ચિકાર થઇ ગયો હતો. સુરત તેમજ આજુ બાજુના ઘણા લોકો આવ્યાં હતાં. મુસ્લીમોની પણ હાજરી રસ્તામાં જણાતી હતી. ધનાઢ્ય વહોરાઓ પણ મોટરમાં ઉતરી પડયા હતા.

## પરીયાનું સ્વાગત

રસ્તામાં પરીયા ગામ આવ્યું ગામને પાદર સડક ઉપર કેળો અને તોરણોથી શણગાર કરી જાણે લીલી કુંજોરવાડી બનાવી હતી અને ભકિતભીન સ્ત્રી પુરૂષોની મેદિની ઝામી હતી. પારસી બ્હેનો પણ હાજર હતી. સડક પર આ શણગાર કરવામાં આવ્યો હતો અને ગામની બન્ને બાજુની સડકો ઉપર પાણીનો છંટકાવ કરવામાં આવ્યો હતો. સડક ઉપર સંખ્યાબંધ બાળકો ઠંડા પાણીના લોટા પ્યાલાં લઇને સૈનિકોની તરસ છીપાવવા ઉભાં હતાં. મહાત્માજી આવતાં એક બ્હેને કુંકુમ અક્ષતથી તેમને વધાવ્યા. ગામ તરફથી ભેટ અપાઇ અને કૂચ આગળ ચાલી.

---